# ગીત સંગ્રહ.



પ્રસિદ્ધ કરનાર:-
શ્રી કાથોલિક ભ્રાતૃસમાજ ગામડી.

લેખક —
પીતર પુંજા અને ઇગ્નાસ પીતામ્બર

પ્રત ૫૦૦ આવૃત્તિ ૧ લી.
ઇ. સ. ૧૯૨૪. વિ. સં. ૧૯૮૦

કીં રૂ. ૦-૬-૦

નડીઆદ શ્રીકૃષ્ણ પ્રી. પ્રેસમાં મુગટભાઈ દુર્લભદાસ શાહે છાપ્યું.

# ભજન સંગ્રહ.

## ભાગ ૧.



ઇશ્વરસ્તુતિ તથા નીતિ ગાયનો.

લેખક,
પીતર પુંજા.

*Nihil Obstat.*

*Thos. C. N. Fernandes.*

*Censor Dep.*

*Imprimatur.*

*A. Goodier, S. J.,*

*Archbishop of Bombay.*

# પ્રસ્તાવના.



જગતના ઓ પ્રેમાળ પિતા, સેવા તારી અમ કરીએ;
જીભમાં આવી ચઢે જો પ્રભુ, સ્તુતિ તારી ઉચ્ચરીએ!

બાપ, પૂત્ર અને પવિત્ર આત્મા, ત્રણ મળી એક દેવ,
સ્મરણું કરીએ નિશદિન અમે, પ્રીતે કરીએ સેવ!

સર્વ ભાઇઓને કરગરી કહું, દાસ પીતર કર જોડી,
ભુલ તણી સૌ માફીજ કરો, મુજમાં અક્કલ થોડી!

કોઈ કવિતાની સહાય લઈને, ગીત રચ્યાં છે પ્રીતે;
ઇશ્વરભક્તિના પ્રભાવ સારૂ, રાગ ફેરવ્યો ખચિતે.

માટે કવિ કોઈ રોષ ધરોમા, માનું આભાર તમારો;
ઇશ્વરના ગુણ બાળકો ગાશે, વળી થશે સુધારો.

શ્લોક તણું ના હોય ઠેકાણું, ન જાણું પીંગળ પોથી,
ઇશ્વરના ગુણ ગાવાને માટે, રચના રચી મેં મોંથી.

ધ્યાન દઈ સૌ સુણજો સંતો, સાર લેજો મન માંય,
ધર્મ ફેલાવા ખ્રિસ્ત પ્રભુનો, જય બોલો ઈશુરાય!

મળવાનું ઠેકાણું.

ચાહાન મોતી

ગામડી.

પો. આણંદ.

# ભજન સંગ્રહ.

## ભાગ ૧.

### ભક્તિ ગાયનો.

હરીગીત.

હે ઈશ્વર! તું આવી વખતે અર્જ ઉરમાં ધારજે;
અમ છોકરાંમાં ભક્તિ કેરો, શોખ તું વધારજે!
આ ભ્રાતૃઓની સંડળીમાં હરનિશ પધારજે,
પાપી કામોથી દુર રાખો, અમ દીલ સુધારજે.
જોડીને હરતો, શીશ નમી, સર્વ બંધુઓ મળી;
સૈતાનને તરછોડીને, અહીંએ અમો તુજમાં ભળી.
વધે તમો પર પ્રેમ જેથી, હેતું રહે તુજ ભણી;
તન, મન, ધન સમર્પીએ, કૃપા એવી કરો ધણી.
સૌ બાળકો અમે તમારાં, અરજ તુજને કરીએ;
આશીશ દો અમ પર અતિ, કે સંકટો પરહરીએ.
પિતા પરમેશ્વર દેવનો, વળી પૂત્ર ઈસુ ખ્રિસ્ત તણો;
પવિત્ર આત્મા દેવનો, મહિમા થજો અતિ ઘણો!

# ઈસુ ખ્રિસ્તે શીખવેલી પ્રાર્થના.

દોહરા.

હે સૌ જન કેરા પિતા, છો તમ સ્વર્ગીક ધામ;
અમોમાં આવો તુજ રાજ, રહો પવિત્ર નામ.
જેમ નભમાં તેમ ભૂ પરે ઈચ્છા પૂર્ણ તુજ થાય;
આપજો રોટલી રોજની, શાંતિમાં રહેવાય.
અમ તણા ગુન્હેગારને, માફ કરીએ જેમ;
અમારા અપરાધ સૌ, માફ કરો તમે તેમ.
અજમાયશમાં લાવ ના, અમોને આ વાર;
ભુંડું છે તે સર્વથી, દયા કરી ઉગાર!

## પ્રભુ ભક્તિ

ગઝલ

પ્રભુ છો વિશ્વના સ્વામી, કરૂં સેવા શીશ નામી;
દુઃખોથી દાસ ઉગારો, આધાર તું એક છે મારો!
જગતનો પાળનારો તું, કરૂં છું અર્જ આજે હું;
કીધા છે કરોડ ઉપકારો, આધાર તું એક છે મારો!
સમજ વિનાનો છું પ્રાણી, નથી મુજ વાત અજાણી;
ગુનો માફ કરજો મારો, આધાર તું એક છે મારો!

બોલીએ અમ કર જોડી, અમારી બુદ્ધિ તો થોડી;
દયાળુ અર્જ દીલે ધારો, આધાર તું એક છે મારો!
અમો ને કુટુંબી મારાં, રહીએ શુદ્ધ ને સારાં;
સદા શુદ્ધ બક્ષો વિચારો, આધાર તું એક છે મારો!
કરી નથી જરા ભક્તિ, નથી ગુણ ગાવાની શક્તિ;
રહેમે પાપ નિવારો, આધાર તું એક છે મારો!
સંસારે મોજમઝા માણી, સુણી ના અંતરિક વાણી;
બાંધ્યો મેં પાપનો ભારો, આધાર તું એક છે મારો;
છીએ ભવસાગરે અમો, કરો બચાવ પ્રભુ તમો;
નાવીક બનીને ઉગારો, આધાર તું એક છે મારો!
આવું છું આપને શરણ, કરો સૌ પાપનું હરણ;
પાપીને પાપથી તારો, આધાર તું એક છે મારો!
હતો હું બાળ જે વારે, કરી રક્ષા ઘણી ત્યારે;
સદા છું બાળ હું તારો, આધાર તું એક છે મારો!
અયુબની સંપત્તિ લીધી, વળી અંગે પીડા દીધી;
દીધો પણ સુખનો વારો, આધાર તું એક છે મારો!
ફેંકાયા ત્રણ અગ્નિ મોઝાર, દેખાયો ચોથો દુત તે ઠાર;
ભક્તની દાદ સુણનારો, આધાર તું એક છે મારો!
બચા'વા ભક્ત દાનીયેલ, સિંહો મુખ બંધ તેં કરેલ;
ભક્તોની વા'રે ધાનારો, આધાર તું એક છે મારો!
પીતરના બંધ તેં છોડ્યા, અવાજ વીણ દ્વાર તેં તોડ્યા;

ભક્તોની સહાય કરનારો, આધાર તું એક છે મારો!
પાપીનું તારણ કરવા કાજ, જન્મ્યો ઈશુ ખ્રિસ્ત મહારાજ;
જગત તણો તું તારનારો, આધાર તું એક છે મારો!
પિતાજી નમ્ર સુણી અર્જ, મટાડો પાપ કેરૂં કર્જ;
વિના તુજ કોઈ નથી આરો, આધાર તું એક છે મારો!

---

# ઇશ્વર રચનાનાં ગાયનો.

ઓ સદોમ ગમોરા—એ રાગ.

ઓ પ્યારામાં પ્યારા, પેદા કરનારા,
જીવન દેનારા, દયાળુ ઇશ્વર રે! ટેક.
ખબર પડે જે કંઈ થાએ, અમારા મન સોઝાર;
રીતી નીતિ સૌ સારી કે નરસી, સર્વ તણો જાણનાર રે. ઓ.
સર્વજ્ઞ તું સર્વ શક્તિમાન, આવીએ તારી પાસ;
તીક્ષ્ણ ધારી તરવારે કરો, સૈતાન કેરો નાશ રે. ઓ.
પિતા તમે છો સર્વથી મોટા, રાખો છો બહુ પ્રીત;
તલપી રહે તુજ સેવા કરવાને, સર્વ ભક્તોનાં ચિત્ત રે. ઓ.
રવિ ચંદ્રને દિ રાત કાજે, કર્યાં ઉજાસને માટ;
પુંજ તારાનો તેથીજ દીપે, આપે ઘણો ચળકાટ રે. ઓ.

જામી રહ્યા તું સર્વ જગાએ, ખાલી ન રતિ ભાર;
વર્ણન તારૂં પુરૂં ન થાએ, આવે ન તેનો પાર, રે. ઓ.
દેખાય અદ્દ્ભુત કૃત અલૌકિક, સર્વ સૃષ્ટિ ઉપર;
છે તું ભરેલો સર્વ ગુણોથી, કષ્ટ અમારાં હર, રે. ઓ.
કેવળ તું છે સર્વથી મોટો, તુજથી થયું સહુ;
પળમાં કર્યું ધાર્યું કંઈ જે, વર્ણન તેનું શું કહું, રે. ઓ.
રચના કીધી બહુ રઢીયાળી, દેખાય સઘળે ઠાર;
ભુલ કોઈ ન કહાડી શકે તારાં કૃત મોઝાર, રે. ઓ.
મારૂં મનડું શુદ્ધ કરીને, કૃપાથી મુજને ભર;
રોગ લાગેલો જે આત્મ વિષે દુર કરો ઈશ્વર, રે. ઓ.
વિનંતી અમે કરીએ તારી, આપો અમોને બુદ્ધ;
શ્વાસ અંગમાં જ્યાં લગ રહે, ત્યાં લગ રાખો શુદ્ધ, રે. ઓ.
સહુ ઠેકાણે રક્ષણ કરો, મેહેર કરો હરનિશ;
વંદું છું હસ્ત બંને જોડીને, નામી ચરણે શીશ, રે. ઓ.
ધામ આકાશી તેમાં લેજો, પામીએ અપાર સુખ;
રોજ આનંદે રહીએ તેમાં, થાય કદી નહિ દુખ, રે. ઓ.

## ઈશ્વરની કૃતિ.

ઘડો ફુટ્યો નીર વહી ગયાં—એ રાગ.

આ જગતને નિભાવે રે, પ્રેમથી ભજીએ તેને!
રે જગ પલકમાં બનાવે રે, „ „ „
ચાહે ત્યારે ડુબાવે રે, „ „ „
રે જગ કેરો તે નાથ કહાવે રે, „ „ „
મોટા સુરજને શોભાવે રે, „ „ „
તેથી ચંદ્રને પણ ચળકાવે રે, „ „ „
ઘુમટ ગગનનો ટેકાવે રે, „ „ „
રે તેમાં અગણિત ગોળા ગબડાવે રે, „ „ „
મુર્ખાને ધર્મ ઝલાવે રે „ „ „
રે મન તારણ મારગે ચલાવે રે, „ „ „
જે અતિ ડાહ્યો દયાવંત રે. „ „ „
રે જેનો નહિજ આદિ અંત રે, „ „ „
જે સકળ શક્તિનો ભૂપ રે, „ „ „
રે જે એકજ ને અનુપ રે, „ „ „
જે અકળ ને અરૂપ રે, „ „ „
રે જ્યાં મન વાણી હોય ચુપ રે, „ „ „
જેને કવિજન કવે શું જ રે, „ „ „
તે તો ઐક્ય ઈશ્વર તું તુજ રે. „ „ „



# બોધીક ગાયનો.

દશ આજ્ઞા પાળવા પરમેશ્વરની મદદ.

વ્હેલા, વ્હેલા, વ્હેલા પ્રભુજી, મારા મંદિરીએ આવજો રે;
મનડા કેરૂં મંદિર બનાવું, રૂદીયામાં રહેજો રે!
પવિત્ર આત્માથી ભરપુર કરો, પાપો સર્વ કાપો રે;
દુષ્ટ વિચાર સૌ મનથી કાઢો, માફી અમને આપો રે!
નિશદિન તારી ભક્તિ કરીએ, શુદ્ધ અમોને રાખો રે;
સૈતાન શત્રુ જોર કરે છે, તેને નરકે નાખો રે!
તુજને ઓળખી સેવા કરીએ, બુદ્ધિ અમને આલો રે;
હુકમ દશે પાળવા અમને, હિંમત મનમાં આપો રે,
સર્વ જગતના પ્રેમાળ પિતા, ભજન તારૂં અમ કરીએ રે;
જુઠા દેવોને મૂકી દઇને; તુજ ભણી અમ ફરીએ રે!
ઈશ્વરી નામને માનમાં રાખી, વ્યર્થપણે નવ લઇએ રે;
નામ યહોવાહ મોટું માની, ગુણ તારા અમ ગાઇએ રે!
વિશ્રામવારે દેવળમાં જઈ સ્તુતિ તારી ઉચરીએ રે;
કામ જરૂર વગરનાં છોડી, ધ્યાન તારૂં અમ ધરીએ રે!
માબાપના સૌ હુકમ પાળો, મોટાંને માન દેજો રે;
ઈશ્વર તેનું આયુષ્ય વધારે, મહિમા મોટો લેજો રે!
ગુરૂ, શિક્ષક, શેઠ, ધણીને, આધીન સૌકો રે'જો રે;
આધીન થનારાં ઉપર અતિ, પ્રીતિ તણું દાન દેજો રે!

દ્વેષ, અદેખાઈ સઘળું મેલી, વેરભાવ નહિ ધરીએ રે;
ખોટી શીખ ના દઈ બીજાને, નર્કનો ભોગી ન કરીએ રે!
દુષ્ટ વિચાર અને દુષ્ટ કામો તે દીલમાં જરા ન ધરીએ રે;
પરનારી શું પ્રિત ન કરીએ, ખોટાં કામો નવ કરીએ રે!
ભુંડાં ગીતો, વાતો, ખેલો, સાંભળવા નવ જઈએ રે;
પાપ ગણાએ, આબરૂ જાએ, જોખમ માંહે પડીએ રે!
સરકાર કે ફિરતારથી ચોરો, કોઈ દા'ડો દંડાશે રે;
ચોરી જ્યારે જાહેર થાશે, ચોર અતિ નિંદાશે રે!
જુઠી સાક્ષી પુરનારો તે. સત્ય છુપાવી દે છે રે;
જુઠો માણસ બીજાઓને, જોખમમાં નાખે છે રે!
આપો ખોટી તહોમત મૂકી, બીજાને ફસાવે રે;
છાની વાતો જાહેર કરી, ગેરઆબરૂ કરાવે રે!
છઠ્ઠી સાથે નવમી આજ્ઞા, સાથે બેઉ ગણાવી રે;
સાતમી આજ્ઞા સાથે દશમી, સાથમાં મીલાવી રે!
આજ્ઞાપાલન તે તો સેવા, કરનાર દેવને વહાલો રે;
તારણ તેનું નક્કી થવાનું ફેરો પડ્યો નહિ ઠાલો રે!
આશીષ વચનો દેવે કહેલાં, તે જન માટે પુરાં રે;
હુકમ તોડનાર પાપી સર્વે ચાખશે ફળ બુરાં રે!

# ઇસુખ્રિસ્તે સ્થાપેલાં સાત સાક્રામેન્તો.

પ્રાણીઆ ભજી લેને કીરતાર—એ રાગ.

ખ્રિસ્તે સાક્રામેન્તો સ્થાપ્યાં, સાથે કૃપાદાનો આપ્યાં! ટેક.
ઘણી જરૂરનું સાક્રામેન્ત, બાપ્તિસ્મા કહેવાય;
તે વીણુ બીજાં સાક્રામેન્તો, લઈ નહિ શકાય. ખ્રિસ્તે.

મૂળ પાપ અને પોતે કરેલાં, પાપ બધાં ધોવાય;
સ્વર્ગિક સુખના વારસ થઇએ, પ્રભુના બાળ થવાય! ખ્રિસ્તે.

ખ્રીસ્માથી બળ બહુ વધે છે પવિત્ર રે'વા માટ;
ધાર્મિક કાર્યો પૂરાં કરીએ, શક્તિ મળે તે માટ! ખ્રિસ્તે.

ખ્રિસ્ત શરીર સાક્રામેન્તમાં, આત્મા તૃપ્ત થાય;
રોટલી ને દ્રાક્ષરસ પ્રભુ ઇસુના, માંસ લોહીમાં પલટાય. ખ્રિસ્તે.

ખ્રિસ્ત ઇસુ સ્વર્ગથી પધારી હાજર તેમાં થાય;
માટે એ રોટલી ખાનારાઓનો, આત્મા ધરાઈ જાય. ખ્રિસ્તે.

આખી મનુષ્યજાતને માટે, પ્રભુએ કર્યું બળિદાન;
હાલ અમારા જીવન માટે, વેદી પર પ્રીતિવાન! ખ્રિસ્તે.

પ્રભુ ઇસુને લેવા સારૂ તું ઉત્તમ તૈયારી કર;
પ્રાયશ્ચિત્ત રૂપી પસ્તાવો કરીને શુદ્ધ પોતાને કર! ખ્રિસ્તે.

મધરાતથી ઉપવાસ કરીને, ભક્તિમાં રાખે મન;
બની શકે તો ઉત્તમ વસ્ત્રો, પહેરી શોભાવો તન! ખ્રિસ્તે.

માફી પાપોની મળવા સારૂ, ખરૂં કરો પ્રાયશ્ચિત;
બધાં પાપોની યાદી કરીને પસ્તાવો ધરજો ચિત્ત! ખ્રિસ્તે.
પાપો ફરીથી નહિ કરવાનો, નિશ્ચય ઉરમાં ધર;
યાજક પાસે ખરેખરો તું, પાપસ્વીકાર કર. ખ્રિસ્તે.
પ્રભુ ઈસુના હુકમથી, તારાં માફ કરે સૌ પાપ;
હવેથી પાપ કરવાની ઈચ્છા, જડ મુળથી તું કાપ! ખ્રિસ્તે.
બેહાલ માંદા મનુષ અંગે, યાજક ચોપડે તેલ;
શ્રદ્ધાની ભકિત બચાવ કરશે, મટાડે પાપનો મેલ! ખ્રિસ્તે.
એવું સાક્રામેન્ત એ તો ખરૂં છે, અંત્યાભ્યંગ કહેવાય;
બની શકે તો પ્રાયશ્ચિત કરી, શુદ્ધપણે લેવાય! ખ્રિસ્તે.
જે જે પુરૂષ પ્રભુથી તેડેલો, તે જન યાજક થાય;
મિસ કરવાનો, બોધ કરવાનો, હક તેનેજ અપાય. ખ્રિસ્તે.
સાક્રામેન્તો તેજ આપે વળી, આપે તે આશીર્વાદ;
વાર્તા તણો ખરો અર્થ લેવાને, કરો તેઓને દાદ. ખ્રિસ્તે.
વર કન્યાનું જોડાય જોડું, લગ્ન સાક્રામેન્ત માંય;
એકમેકથી તેઓ જુદાં પડે ના, પ્રીતિમાં જીવન જાય! ખ્રિસ્તે.
સાક્રામેન્તો આ સાત દીધાં એ, પ્રભુ ઈસુની મે'ર;
ભકિતના ભાવથી લેનારા અંતે, કરશેજ લીલા લહેર. ખ્રિસ્તે.



## ચેતવણી ગાયનો.

બોલમા, બોલમા, બોલમા—એ રાગ.

આવજો, આવજો. આવજો; રે સહુ ઇન્દર ભક્તિમાં આવજો!
લાવજો, લાવજો લાવજો; રે સાથે નાનાં મોટાં તેડી લાવજો!
એક દન જીંદગી સોની જવાની રે;
સ્મશાન છેલ્લું ઠામ છે. રે સહુ.
જીવ કાયાનો સંબંધ તુટશે રે;
ઠરેલો નહિ કોઈ ઠામમાં. રે સહુ.
માટાનો માણસ માટીમાં જાશે રે;
કાયા પડવાની જાણજો. રે સહુ.
જગનો સુખભોગ તે સઘળો જુઠો રે;
કામ ના'વે એ જાણજો. રે સહુ.
પાંખ તું કાળની જોજે ઝીણાશથી રે;
વિજળી તણો વેગ હારશે. રે સહુ.
ઢારને ચાબુક મારી જેમ તેમ ચલવે રે;
નહિ થાતો તે સરખો. રે સહુ.
વિતી વખત ન પાછી આવે રે;
હાલનો કાળ જોઇ ચાલજો. રે સહુ.

ભક્તિ તણો તમે ઉદ્યમ આદરો રે;
અનીતિ તજી દઈને. રે સહુ.
ખ્રિસ્તી ભક્તોને વિનવી કહું છું રે;
ઉમંગે આગળ વધજો. રે સહુ.
સંત લોકો તરી પાર ઉતર્યા રે;
દાખલો લઈ તમે ચાલજો. રે સહુ.
સુખમાં દુઃખમાં જીવ આનંદી રે;
પ્રભુ તરફનું ગણજો. રે સહુ.
આળસ તજી તમે મોહથી મંડજો રે;
ચંચળે જાળ નાખી ઝાલજો. રે સહુ.
શ્રદ્ધા, આશા ને પ્રીતિનાં કાર્યો રે;
ધીરજ રાખીને કરજો. રે સહુ.
એમ કરો તો ઈશ્વર રીઝશે રે;
સ્વર્ગીક સુખ તમે ચાખશો. રે સહુ.
દાસ પીતરની અર્જ સુણીને રે;
ગીત ગાઈ તોલ કરજો! રે સહુ.



## ૧૩

## મરણનો ભય.

દેવ વાણી સાંભળવા સહુ આવો રે!
આવો, આવો હિતે પ્રભુને ભાવો રે.
રૂપ, રંગ શરીરનો નાશ પામે રે;
શ્રીમંત મુઆ ધન મેલી આ ઠામે રે!
જોબનનું જોર અતિ દેખાડી અકડ ચાલે રે;
અંગે માથે તેલ લગાવી છોગાં ઘાલે રે.
ઉદર પેઠે દારૂ પીને બહુ ડોલે રે;
મસ્તાની જન મુખથી જેમ તેમ બોલે રે!
મનમાં જાણે મુજ સરીખો નહિ કોઈ રે;
કોઈ રસીઓ મુજ જેવા નહિ જોઈ રે!
બારણે તો તાકી રહી છે બિલાડી રે,
લઈ જાશે મસ્તાનીયા કોઈ દા'ડી રે!
હું તું કરતાં જમડા કદી ઝાલી જાશે રે,
ચેત અજ્ઞાની અંતે ફજેતી તારી થાશે રે!

# શરીરનો ઉપયોગ.

જુઓ જુઓ તમે જગત તણી જુઠાઇ જો!—એ રાગ

ઓ માણસ! દેવે તુજને ઘડ્યો,
તેહને તું ઓળખી લેજે અંગમાં!
શરીર તુજને શાં માટે તેણે આપ્યું,
શણગાર્યું તેને ખુબ સુંદર રંગમાં!
સમજ ન પડે તુજને ઓ માનવી!
તો તું રે'જે સદાયે સતસંગમાં! ૧

મગજ રાજા બેઠો છે મસ્તકમાં,
નીતિ માર્ગ સ્હાવા તેણે મથવું!
શરીરને સત માર્ગમાં ચલાવવા,
સત શાસ્ત્રોનું કથન તેણે કથવું!
ઇશ્વરના ઉપકારો મનમાં ધરવા,
તેણે દુષ્ટ વિચારોથી દુર હડવું! ૨

આંખો આપી સત શાસ્ત્રો તપાસવા,
કુદ્રષ્ટિ ન તેણે કદીયે ધરવી!
જગનાં સર્વ વાનાંમાં નિહાળવું,
જગ કર્ત્તાની તપાસ તેણે કરવી!
જોઈ તપાસી આંખો કબજે રાખવી,
પ્રેમ, ભક્તિ ને દીનતા આંખે ભરવી! ૩

જીભ આપી તુજને દેવે પ્રેમથી,
સર્વ ભુંડી વાતો નહિ ઉચરવી!
ગુણ ગાવા નિશદિન તેણે ઇશ્વરના,
સત વાણી ઉચ્ચરવા જીભને એ ધરી!
સલાહ શાંતિ જીભ થકી કરાવજે,
પરનિંદા કરવાની આદત છોડવી! ૪

કાન દીધા સુવાર્ત્તા સુણવા તુજને,
ચાડીની વાતો કાને ન ધરજો!
ભુંડાં ગીતો, ભુંડી વાતો થાય જ્યાં,
તે જગા ઠેકાણું જલદી હરજો!
પ્રભુ ભક્તિમાં કાન રાખો ઠરવા,
તારણની વાતો કાનોમાં ભરજો! ૫

હાથ આપ્યા પરમેશ્વરે તુજને,
ભક્તિ કરતી વેળાએ તું જોડજો!
દાન પૂન્ય તું કરજે તારા હાથથી,
મસ્તી ને તોફાની સઘળું છોડજો!
ખૂન ચોરીનાં કામો કરવાં નહિ કદી,
પાપોની સાંકળ હાથેથી તોડજો! ૬

પગ તારા સતમાર્ગ માંહે દોરવા,
ભક્તિ કરવા ઉતાવળો તું દોડજો!
ભુંડાં કામો જે જે પગથી થાય છે,

તે કરવાનું તું તો પગથી છોડજે,
દેવળમાં જવું તારે બહુ પ્રેમથી,
આળસરૂપી બેડી વે'લો તોડજે! ૭
એમ શરીર કબજામાં જો તમ રાખશો,
પડશો નહિ તમો કદીએ દુઃખમાં!
અંતે જાશો પ્રભુના દરબાર જો,
આનંદે રહેશો સદા સુખમાં!
એમ નહિ તો પ્રભુ તમ પર કોપશે,
નાખે રે નરકે અગ્નિના દુઃખમાં! ૮

## એકજ પરમેશ્વર અને એકજ ધર્મથી તારણ.

ચાલો હેતે આજ રમત રમીએ નવી રે—એ રાગ.

હેતે ભજન કરો એકજ પ્રભુ દેવનું રે,
કરે સદાયે સુખદુઃખમાં તે સહાય. હેતે....

### સાખી.

બાપ, પુત્ર, ને પવિત્ર આત્મા, ત્રણ મળી એક દેવ,
આધીન રાખી ભજનારો, તારણ પામે તત્ખેવ.
આજ્ઞાધારી થઇને ભજજો સમર્થ દેવને રે,
હોંસે ચાલો ઝાલી ધર્મ કેરી વાટ. હેતે....

સાખી.

આકાશ ને પૃથ્વી તણો, રચનારો તે બાપ;
ભાવ થકી ભજનારનાં, હણે દુઃખ સંતાપ.
પશુ, પંખી, જન, જનાવર પાળે પ્રેમથી રે,
રાખે દ્રષ્ટિ સર્વ મનુષ માર્ગ પર. હેતે....

સાખી.

આદમ હવાના પાપથી, દેવને ચઢી રીસ;
પણ દયા કરી જગ પરે, દયાનિધી જગદીશ!
આપ્યો પૂત્ર તેણે જગતને ઉગારવા રે,
તેણે અવતાર લીધો ધર્યું માનવ રૂપ! હેતે....

સાખી.

પવિત્ર આત્માના યોગથી, કુંવારી મારીયા પેટ,
જન્મ ધર્યો થઈ માનવી, કરી દીનોની ભેટ!
પાપી કાજે તેણે લોહી અતિ વહેવડાવ્યું રે,
ક્રુસે ચડ્યો ઇશુ આખા જગને માટ. હેતે....

સાખી.

દેવ ગણાય આ દેશમાં, જન, જનાવર, પદાર્થ;
કેમ તારે તે જ્ઞાન વીણ, કેમ સુણે એ પ્રાર્થ!
ભોળા જનોને ભરમાવી સંપતિ હણતારે,
એવા ઠગ ભક્તો ભમે છે ઠામે ઠામ. હેતે....

સાખી.

ગાડરૂં સમ મત ચાલશો, શોધજો ધર્મનું મુળ;
નભથી ઉતર્યો ફક્ત તે, ઉગારે તમ કુળ!
એવા પ્રીતિવાન સત ગુરૂ બીજો નહિ મળે રે;
ઈસુ મશીહ દોરે સૌને સ્વર્ગીક વાટ! હેતે....

સાખી.

મુડદાં સજીવન કર્યાં, ટાળ્યાં સૌનાં કષ્ટ;
બહેરાં સુણે, મુંગાં વદે, અંધને દીધી દષ્ટ!
ઉત્તમ પાળક થઇ ઘેટાંને બહુ સંભાળતા રે.
અંતે થયા સૌ જન કાજે બળીદાન. હેતે...

સાખી.

મરણથી તે ઉઠયો, રહ્યો પૃથ્વી પર:
ચાલીશ દિન પછી ગયો, સ્વર્ગીક બાપના ઘર!
ધાર્મિક મંડળ થાપી ઉપદેશક મોકલ્યા રે.
દઇ તેઓને પવિત્ર આત્મિક દાન. હેતે....

સાખી.

ફળથી પારખ થાય છે, સારૂં ખોટું ઝાડ;
સત્ય વદે તે ધર્મ ખરો, નહિતો જાણો ધાડ!
પારખ કરી ધર્મ સ્વીકાર કરજો હેતથી રે.
નહિતો ભુલી જાશો, સ્વર્ગ કેરી વાટ! હેતે....

સાખી.

ધર્મ ઝાલ્યા તે પાળજો, મન સુધારી આજ;
ભક્તિ માર્ગે ચાલજો કરજો રૂડાં કાજ!
સરજનહાર પ્રભુને ભજજો ભાવે નેમથી રે,
નમ્ર અર્જ પીતરની સુણી નર ને નાર! હેતે....



## ઇશ્વરના ઉપકાર ભૂલી જનારને ઉપદેશ.

ઓ માનવી, તુજને જન્મ દેનારો તે ધણી!
સૌ સુખ આપ્યું તેહને તું કેમ ગયો છે વીસરી? ટેક.

તને બાળ વયમાં સંભાળ્યો, દશ બાર વરસનો તું થાયો,
તોય ઇશ્વર ગુણ તેં નવ ગાયો! ઓ માનવી....

મનમાં આણી નહિ કાંઇ દયા, એમ વીસ વરસો વહી ગયાં,
ઘર જંજાળે ફસાઇ પડ્યા! ઓ માનવી....

વરણાગીમાં વાંકો ચાલે, વળી અહંકારે તું બહુ ફાલે,
પરણી પચીસે તું મા'લે! ઓ માનવી....

કુબુદ્ધિ કરી તેં અતિશે, ધુતતો ફરે છે જગ વિષે,
તું બન્યો કઠોર ત્રીસ ચાળીશે! ઓ માનવી....

ઘર ધંધા માંહે બહુ ફરી, તું છાકી ગયો ડર્યો નહિ જરી,
તેં ભજ્યા ન પ્રભુ ધ્યાન ધરી! ઓ માનવી....

પરાક્રમી ગણાયો તુંજ અપાર, પણ પાછળ થઇ છે બહુ જ જાળ,
પછી ભુલ્યો પંચાશે દીન દયાળ! ઓ માનવી....

કંઇ [illegible] દાન કે પૂન્ય નહિ, પણ લાલચ લોભ મસ્ત લહી,
સાઠ વરસ પુરાં એ વાત સહી! ઓ માનવી....

તેં ઝાલી કર વિષે કાઠી, ત્યારે બુદ્ધિ તો સઘળી નાઠી,
પણ વખત આવી છે માઠી! ઓ માનવી...

સીત્તરે તારી શુદ્ધ ગઇ, કુટુંબ કબીલો માને નહિ,
ચાલ્યો કુમાર્ગે ડર્યો જરી નહિ! ઓ માનવી....

એંશી વરસે આંખે નવ સૂઝે, તારી કાયા તો થરથર ધ્રુજે,
કંપ વાયુથી બળ નહિ બુજે! ઓ માનવી....

મૂર્ખ જન મનમાં નહિ ચેત્યો, તારી માયાએ ચોપાસ ઘેર્યો,
ગત ભાંગી તોય ધણિ ન ભજીયો! ઓ માનવી....

દાન, પૂન્ય તણું નામ નવ જાણ્યું, ઇશ્વરી જ્ઞાન નવ સમજાણું,
મારૂં કરતાં વરસ ગયાં એકાણું! ઓ માનવી....

તને જન્મ દીધો મનુષનો, પણ છંદ ન તજ્યો કુકર્મનો,
તેં ભંડાર ભર્યો ભુંડાઇનો! ઓ માનવી....

તું ભુલ્યો બધા ભવ મોઝાર, ફોગટ ફેરો ફર્યો સંસાર,
સો વરસ પુરાં કર્યાં આ ઠાર! ઓ માનવી....

ઇશ્વરને અંતર નવ આણ્યા, તેં જુગદાધારને નવ જાણ્યા,
સંસારે મોજમઝા માણ્યા! ઓ માનવી....

હવે મોત આવ્યું ભોંય સુતો, પણ બાંધી લઈ ગયા દુતો,
દારૂણ દુઃખો દેખી રડતો! ઓ માનવી....

દેવે પુસ્તકમાં જોયું જે વાર, ખોટ દીઠી ખાતામાં અપાર,
ત્યારે નાખ્યો નરકાગ્નિ મોઝાર! ઓ માનવી....

એ પાપી જન છે બહુ બુરો, સત કામ માંહે એ અધુરો,
એને મારી મારી કરો ચુરો! ઓ માનવી....

મોત માગ્યું પણ ત્યાં નહિ મળે, અગ્નિ ત્યાં અતિ જળહળે,
તે પીડામાં સહાય બળે! ઓ માનવી....

માટે હાલ સમરો સૌ એકજ દેવ, વળી નિત્ય કરજો એની સેવ,
ભવ પાર તરી જાશો તત્ખેવ! ઓ માનવી....

વળી સત કર્મ પણ નિત કરજો, સૌ દુષ્ટ વિચાર મનેથી હરજો,
સદ્‌ગુણ તણો ભંડાર ભરજો! ઓ માનવી....

કરગરી કહું સૌને અતિ, સુધરીને તજજો દુષ્ટ મતિ,
દાસ પીતરની એ વિનંતી! ઓ માનવી....

# જગતની ઉત્પત્તિ.

શૂન્યમાંથી દેવે સઘળું રચ્યું. દીધી શોભા તે સાથે,
જળચર, વનચર, થળચર પ્રાણી, ઉપજાવીયાં મારા નાથે!
પહાડ, કોતર, નદી, સરોવર, જગત માંહે બનાવ્યાં,
નાનાં ને મોટાં સુંદર ઝાડો, રંગીત ફુલે દીપાવ્યાં!
શીત, તાપ, વર્ષા, એ ઋતુ વખત પ્રમાણે આવે,
રવિ, ચંદ્ર ને તારાઓ ચાલે. ભુલ જરી નવ થાવે!
સર્વ વસ્તુઓ તૈયાર કરી, ખામી નથી જરા ક્યાંએ,
માટી લઈ એક માણસ ઘડયો, ફુંક મારી નાક માંહે!
પુતળામાં તવ જીવન આવ્યું. પુરૂષ તે ગણાયો,
ઈદન વાડી રહેવા આપી, આદમ તે કહેવાયો!
આદમને ભર ઉંઘમાં નાખી, પાંસળી એકજ લીધી,
સુખમાં દુઃખમાં સાથે રહેવા, નારી હેવા કરી દીધી!
આદમ હેવા સાથમાં રે'તાં શુદ્ધ હતાં નર નારી,
વાડી માંહે બેઉ આનંદે ફરતાં, શરીરમાં સુખકારી!
હુકમ દીધો દેવે તેઓને, વચ્ચેનું ફળ ના ખાશો,
ફળ ખાઓ તો મરણ પામો. નરકે માંહે જાશો!
શેતાન સાપનું રૂપ લઈને, આવ્યો વાડી મોઝાર,
ફળ ખવાડયું ભોળી ભરમાવી, પાપી કર્યાં તે વાર!

હુકમ માન્યો સૈતાન કેરો, હેવને નહિ ગણુકારી,
પવિત્રતા અને કૃપાનાં વસ્ત્રો, દુર થયાં તે વારી!

નગન સ્વરૂપે બેઉ જણાયાં, શરમ લાગી અતિ,
રડી રડી તેઓ વિલાપ કરે, થાંશે હવે શી ગતિ!

દેવની વાણી આવી વાડીમાં, અરે આદમ તું ક્યાંહી,
સાદ સુણી આદમ હેવા, બેઉ ગયાં સંતાઇ!

હુંકારો સુણી આદમ બોલ્યો, અરે પ્રભુ! હું આંહી,
નગન સ્વરૂપે અમો રે બન્યાં, વસ્ત્રો નથી પાસ કાંઇ!

નગનતા તને કોણે જણાવી, શું રે તમે ફળ ખાધું?
કરગરીને આદમ બોલ્યો, નારીએ મુજને દીધું!

નારી ઉપર ત્યારે પ્રભુ રે કોપ્યા, કેમ ખાધું ને ખવાડયું,
નમનતા ભરી હવા રે બોલી, સેતાને એવું સુઝાડયું!

સેતાનને દેવ ગુસ્સાથી બોલ્યા, સાપનું રૂપ તેં ધર્યું,
નર નારીના જીવનનું તેં, સુખ રે નષ્ટજ કર્યું!

તે માટે તું પેટે રે ચાલે, ધૂળ ખાઈ પેટ ભરશે,
છુંદવા તુજને નારી પોતાનો તુજ શીરે પગ ધરશે!

હેવાને પણ શ્રાપંજ દીધો, દુઃખે રે બાળક જણશે,
પુરૂષને તારે આધીન રહેવું, ધાર્યુંપાર્યું તે કરશે!

આદમનો હવે વારો આવ્યો કે, પ્રભુજી બોલ્યા વાણી,
આપીત ભોંયમાં કષ્ટજ લેશે, નીકળે અંગથી પાણી!

આદમ હૈવા ઉપરે પ્રભુ, ગુસ્સે થયા અપાર,
ઈદન વાડીમાંથી તેઓને કાઢી મૂક્યાં બહાર!
નર નારી બેઉ કકળી બોલ્યાં, દયા લાવો જગપતિ,
ગુન્હો અમારો માફ કરીને, આપો હવે સુમતિ!

તવ દયાળુ દેવ તેઓને, દીધું દયાનું વચન,
દીધાં રે વસ્ત્રો વળી તેઓને, દેખાય નહિ નગન!

પાપની અલૌકિક શિક્ષા ઠરાવી, મોત સંતાપ સૌ કીધાં,
વાડીએ મોખરે દૂત ઉભો ને ફરતી તરવાર જોઈ આંખ્યાં!

વલણ.

માટે સર્વ આતમે રાખી દેવ પર આશ,
ઈસુ મસીહ તારશે, એમ કહે પીતર દાસ!

પાપ પેઠું જગતમાં જ્યારે, ભ્રષ્ટ થયાં સર્વ કુળો ત્યારે!
કર્યો કાઇને પહેલો ઘાત, માર્યો પોતાનો હાબેલ ભ્રાત!
કાઇન વંશ દેવને તજનારા, શેથ વંશ પ્રભુ ભજનારા!
સારા ભુંડા રહ્યા સાથે સર્વે, ભ્રષ્ટ બન્યાં સર્વ કુળો હળીને!
નથી શુદ્ધ કોઈ જગ મોઝાર, દિન દિન પાપ વધ્યું રે અપાર!
જોઇ દેવને ગુસ્સો બહુ ચડયો, નાશ જગનો હવે આવી અડયો!
પાણી વરસ્યું આકાશથી અપાર, ચાલીશ રાત ને દિન મોઝાર!
બધી દુનિયા બુડી નીર નીર, જોઈ ન રહે કોઇની ધીર!

કોઇ ચડે મોટા મોટા ઝાડે; કોઇ ચડે ટેકરે અને પહાડે!
ડુબી દુનિયા પાણી મોઝાર, બચ્યાં બ્હાણ માંહેનાં તે વાર!
મોટું વા'ણ નુહાએ જે રચ્યુ, તેમાં તેનું કુટુંબ તો બચ્યું!
સર્વ પશુ પંખીની જોડ લીધી, બધાં બાથી જગા ભરી દીધી!
તે સર્વનો થયો ઉધ્ધાર, ત્યારે નુહે માન્યો ઉપકાર!
દેવે દીધું દયાથી વચન, જળપ્રલય ન થાય કો દન!
સાત રંગી દેખાશે નિશાની, જાણો ન કરે જળ કંઇ હાની!
શીત, તાપ, વર્ષાઋતુ થશે, વાવણી અને કાપણી હશે!
આ વાર્તા ગુણી જગવાશી, ભાવે ભજો એક અવિનાશી!
દીલે રાખે જે પાપના ભય, તો થાશે સદાયે જય!
પાપ કરાવે દેવથી વિરોધ્ધ, પાપી ઉપર તેનો બહુ ક્રોધ!
પાપ તજી ભજે જગપતિ, તે નર તારણ પામે નક્કિ!

વલણ.

સ્તુતિ કરો સદા દેવની, ગાઓ ગુણ સદાય,
પાતર કહે સૌ બોલજો, જય થાઓ ઇસુ રાય!



# જળપ્રલય પછીની ભુંડાઇ.

નુહાનો વંશજ વધવા લાગ્યો, જગ વિષે અપાર;
ધીમે ધીમે સૌ ભુંડાં બનીને, ભૂલી ગયાં કીરતાર!

મમતમાં તેઓ અંધ બનીને, ચાવળો કરે વિચાર,
આકાશે પોંચે એવડો બુરૂજ બાંધીયે જગ મોઝાર!

જ્યારે તેઓએ કામ આરંભ્યું, બધા મળી સંઘાત,
દેવે તેઓની મૂર્ખાઈ જાણી, ફેરવી નાખી વાત!

ઈંટ માગતાં કોઈ ચુનો આપે છે, પત્થર માટે પાણી,
જુદી જુદી સૌ બોલી રે બોલે, સમજાય નહિ કો વાણી!

તે માટે તેનું નામજ પાડ્યું, મોટો બુરજ બાબેલ,
ખલેલ પહોંચ્યું કામમાં તેથી, અર્થ કર્યો ઘાલમેલ!

બોલી પ્રમાણે સૌ વેરાઈ ગયાં, જુદાં જુદી દિશામાં,
એશિયામાં શેમ વંશ ગયો ને, ખામ તો આફ્રિકામાં!

યાફેત વંશ યૂરોપ જઇ, કર્યો તેઓએ વાસ;
અસલી જેવાં ભુંડાં બનીને, ભુલી ગયા અવિનાશ!

કુચાલમાં તેઓ અંધ બનીને, કરી મૂર્ત્તિની સેવ,
રવિ, ચંદ્ર ને તારા તેઓએ, માની રે લીધા દેવ!

જન જનાવર દેવ છે એ તો, એવું તેઓને સુઝે,
પત્થર, કાષ્ટ, સોના, રૂપાની, મૂર્ત્તિ કરીને પૂજે!

ચોરી, છિનાળું, ખૂન, લુચ્ચાઇ, એ તો છે રૂડું કામ,
પ્રભુ તણો ડર નહિ રાખીને, કામ કરે ધરી હામ!
એવા દેવોને પ્રસન્ન કરવા, લોહી અતિ વહેવડાવે,
નાનાં બાળકોને હળવે હળવે, રીબાવી મોત પમાડે!
સર્વ સજ્જનો આ બોધ સુણીને, ધરજો દીલે વિચાર,
એક પાપથી સઘળી દુનિયા, પાપી બની અપાર!
બાપ રે પાપી, દીકરો પાપી, પાપી બન્યો તેનો વંશ,
સેતાનના કબજામાં રે પડ્યો, ન રહ્યો ઇશ્વરી અંશ!
તેથીજ આપણે સઘળા પાપી, સેતાન કેરા દાસ,
નરકના સદાકાળના દુઃખમાં, જરૂર થાશે વાસ!

### વલણ.

નરકથી ઉગારનાર, એકજ ઇસુ ખ્રિસ્ત,
દેવનો પુત્ર દેવજ એ, માનજો એ ખચિત!
તેના શરણે આવશો, કરશો રૂડાં કામ,
સ્વર્ગ માંહે તો મહાલશો, પીતર કહે ધરી હામ!



## ઇસુ ખ્રિસ્તે કરેલાં અદ્‌ભુત કામોમાંના થોડા દાખલા.

સૌ૦ સુણો કામો ચમત્કારી રે
માનો ઇસુને દેવ અવતારી રે
દેવા મનુષ્યને સુખ ભારી રે
આવ્યો જગમાં તે દેહ ધારી રે! ટેક.

ચમત્કારો ઈસુ તણા, સાંભળજો સહુ જન.
દેવ વિના કોણ કરી શકે? વિચાર કરી લ્યો મન રે. સૌ.

કાના રે ગામમાં લગ્ન પ્રસંગે, ઈસુ હતા તે ઠાર;
પાણી તણો ત્યાં દ્રાક્ષરસ કર્યો, એતો પહેલો કર્યો ચમત્કાર રે.

સમરૂની બાઇની છાની કથાઓ, સર્વે જણાવી તેને
ઈસુ મશીહા અંતરજામી, સાબીત થયું તે બાઇને રે. સૌ.

અમીરનો એક પુત્ર માંદો પડયો છે મરણ તોલ;
બચાવ્યો દુર રહી ઈસુએ, બોલીને એકજ બોલ રે. સૌ.

બેથસૈદાના કુંડનું પાણી દૂત હલાવતા જ્યારે.
પહેલો પડે તે સાજો રે થાતો, પાણી માંહે તે વારે રે. સૌ.

આડત્રીસ વરસથી પામતો પીડા, એવો દુઃખી એક જન;
પળમાં સાજો ઈસુએ કર્યો ત્યારે હરખ્યું તેનું મન રે. સૌ.

પીતરે મચ્છ પકડવા બહુ મહેનત લીધી ફોક;
પણ ઇસુના વચનથી પકડયો, મચ્છ તણો ભારે થોક રે. સો.

જન્મના એક આંધળા જને ઇસુને મારી હાંકો;
ઇસુ વદ્યા તુજ વિશ્વાસ ઘણો, ઉઘડી જાય તુજ આંખો રે. સો.

પક્ષાઘાતી એક લાવ્યા માંહે, તોડીને ઘરનો કાટ,
પાપ માફ કરી કહ્યું ઇસુએ, ચાલ્યો જા ઉંચકી ખાટ રે. સો.

સુબેદાર કહે પ્રભુ ન પધારો, હું અપરાધી જન;
બચાવ થાશે દાસનો જરૂર, બોલો આશીષ વચન રે. સો.

ઇસુ બોલ્યા સુબેદારને ત્યારે, ઉગરે તારો દાસ;
તેજ પળે તે સાજો રે થયો, જેનો હતો પૂર્ણ વિશ્વાસ રે. સો.

નાઇમની એક વિધવા કેરો મરણ પામેલો બાળ:
ઇસુએ હાથ ગ્રહી ઉઠાડ્યો; જીવતો થયો તત્કાળ રે. સો.

તોફાન થયું સમુદ્ર માંહે શિષ્યો કરગરે અતિ;
અરે ઇસુ દેવ બચાવો અમને, શી થશે અમારી ગતી રે. સો.

ઇસુ બોલ્યા ઓ અણવિશ્વાસી, કેમ ડરો મન માંય;
પવનને ઇસુએ ધમકાવ્યો કે તોફાન સમ્યું છે ત્યાંય રે. સો.

યાઇરસની એક મરેલી છોડી બચાવવા ઇસુ ગયો,
જાતાં એક બાઇ વિશ્વાસેઅડી, રોગબુંદો તેનો દૂરથયો રે. સો.

પછી જે મરેલી છોડી તેને જીવનદાતાએ જીવાડી;
મરેલીનો હાથ ઇસુએ ઝાલી, ઉઠ કહી ઉઠાડી રે. સો.

પાંચ રોટલી ને બે મચ્છ વડે, જમાડયાં પાંચ હજાર;
ખાધા પછી જે વધેલા ટકડા, તેના ટોપલા ભરાયા બાર રે. સો.

દસ કોહોડીઆ શુદ્ધ કરાયા ઇસુ કેરા વચન;
દશમો ભજવા પાછો રે વળ્યો, જેનું હતું ઉપકારી મન રે. સો.

દરિયામાં પાણી ઉપર ચાલ્યો, વળી પીતરને પણ ચલાવ્યો;
એવાં ચમત્કારી કામો કરનારો, દેવનો પૂત્ર મનાયો રે. સો.

ભુત કહાડયા, તાવ મટાડયા, મૂકી ઇસુએ હાથ,
જલંદરી અને કુબડા જનો, રાજા કર્યા ઇસુ નાથે રે. સો.

ભાત ભાતના રોગ મટાડયા, બોલી ને એકજ બોલ;
જીવનદોરી જેના હસ્તમાં, તેના મન તો નહિ તરણા તોલ રે. સો.

ચમત્કારો કહેતાં પાર ન આવે, શાસ્ત્ર વિષે ન તમામ,
કામો જોઇને માનો ઇસુ દેવ, પીતર વદે મળે સુખધામ રે.



# ભજન સંગ્રહ.

## ભાગ ૨.



ભજન તથા નીતિ ગાયનો.

રચનાર,

ઇજનાસ પીતામ્બર.

# પ્રસ્તાવના.



આ નાનું પુસ્તક લખવાનો હેતુ ગીત દ્વારા પ્રભુ ભક્તિ અને કાગાની ખોજ કરવા, નીતિ શીખવા તથા સુધારવાનો છે. ગીતમાં કોઇ જગાએ છંદમાં તુટ હોય અગર બીજી ખામી હોય તે માટે વાંચક દરગુજર કરશે.

લી. સેવક પ્રગ્નાસ પીતામ્બર.

# ભજન સંગ્રહ.

## ભાગ ૨.

### ભજન તથા નીતિ ગાયનો.

લાવણી.

ખેતર સમ જગત બન્યું, મજુર માનવી જાત,
ઉત્પન્ન કર્ત્તાને ઓળખો, વાંચો તેની વાત.

સેવા ઈશ્વરની ભાવે કરો, ઉપાડો તારણ બાજ,
તેમ વગર તો મહેનત ન મળે, ખોશો રાખળા રોજ!

બીક તો તેં જરા ન જાણી, મન ફાવે સો ફર્યો,
ધર્મમાં તો ઢીલ કીધી; પાપી પંથમાં ભળ્યો.

ઉત્પન્ન કર્ત્તા, જીવનદાતા, માલીક ને માબાપ,
તેની સામે ગુસ્સે ધર્યો, જાણે ઝેરી સાપ!

બુદ્ધિ તો તેં બાળી મૂકી, મન તારૂં શેતાન,
પ્રભુ પંથમાં ઢેઠ ભળ્યો, પણ માંહે ચાલે તોફાન!

જગતકર્ત્તા તુજને તારી, પૂછે નહિ મોટાઈ,
એતો તારી ભક્તિ પુછે, પુછશે સદાઇ!

પાપ સર્વે મૂકી દઇને, આત્મા કરને શુદ્ધ,
જવાબ એવો નહિ દેવાએ, હું તો હતો અબુદ્ધ!

# પ્રભુની રચના અદ્ભુત છે.

પ્રભુની રચના છે ભારી રે, પારખી લો નર ને નારી રે! ટેક.

મનુષને પ્રભુ દેહ દીધો, ને જ્ઞાન વળી તે સાથ,
કૃપા કરીને દિવસ આપ્યો, ઉંઘવાની કાજે રાત! પ્રભુની....

પંખીને પ્રભુ પાંખો દીધી, ને મનુષને તો ચરણ,
અભિમાનમાં છાકે નહિ, તો પહોંચે પ્રભુને શરણ! પ્રભુની ...

આંખો પ્રભુ તમે નિરખવા દીધી, ને વાર્યો પરાયો લોભ,
અંતરમાં એવી ભાવના દીધી, તારામાંજ તું શોભ! પ્રભુની ...

મનડું પ્રભુ તમે મોટું કીધું, ને છુટ દીધી સૌ વાત,
અંતર ભાવના એવી દીધી, જોડ તું પ્રભુની સાથ! પ્રભુની ...

જીભ રચી પ્રભુ જપવા કાજે, ને આડી અવળી એ ફરે,
મનને મુકી જીભને ઝાલે, તે તો નિશ્ચે મરે! પ્રભુની ...

પહાડ પ્રભુ તમે મોટો બનાવ્યો, ખાણુ માંહે મુલદાર,
માનવી તેને ખોદી કહાડે, નાણાંનો ચાલે વહેવાર! પ્રભુની....

આત્મા પ્રભુ તમે પ્રીતથી દીધો, ને દુનિયાની મીઠાશ,
વિણ કપટાએ ભક્તિ કરે, તેને વચન દીધું ખાસ! પ્રભુની ...

---

## ફક્ત ધર્મપુસ્તક વાંચે શો લાભ !

સાખી.

પુસ્તક મનુષને શું કરે, જો જન ભક્તિવાન નહિ માંય,
પુસ્તક શહસ્ત્ર ભણ વંચ્યા કરે, સુધારો થાશે નહિ કાંય!
પુસ્તક નિર્જીવ પાનીયાં, અક્ષર કાળા મેશ,
ભક્તિ નહિ જો હૃદય વિષે, સુધારો નહિ લેશ!
અક્ષર સોનાની રેખ છે, જો જ્ઞાન ને ભક્તિ ભાવ,
પુસ્તક પંથ તેનો બને નિત નિત નવો નવો લાવ!

---

હાથમાં ઝાલી ચોપડી, ને માંહેલી રાખી બંધ,
આંખે ચડાવ્યાં ચશ્માં, તું કેમ રહ્યો નહિ અંધ!
વાંચવાની તો બંધ રાખી, કાગળ પોથી હાથ,
બહાર દેખાય તું ભજન કરતો, માંહેલી જાણે દીનોનાથ!
માંહેલી ઉઘાડ હરઘડીએ, બંધ કર આખો જગ,
પ્રભુ આગળ તો નહિ ચાલે, જગતીયાઓનો વગ!
મનની જાણે, મોંની જાણે, જાણે સઘળાં કામ,
સ્વામી નથી ભાઈ જરાએ આઘા, જોઈ લો ઠામે ઠામ!



## ઇશ્વરકૃપા અને જાત મહેનત વીના તારણ નથી.

સાખી

તારણ સાધવા તૈયાર રહે તું, પોતીકી જાતનું કામ,
તારા ભજનથીજ થાએ બચાવ, અવર કોથી નવ પામ!

ગુરૂ સુચના સુચવે તુજને, કૃપા પંથ દરશાવે,
બોધ બતાવે સ્વર્ગ તણો એ, પરાણે કેમ પહોંચાવે?

ગુરૂ બતાવી વેગળા ખસશે, હસશે છેલ્લી વારે,
સમજાવવાને ઘાંટો તાણ્યો, નવ ચેત્યો લગારે!

---

## નીતિ બદલે ત્યારે બોધ સાંભળ્યો કહેવાય.

બોધ સુણ્યો તેં બગલો બનીને, જ્ઞાન ન આવ્યું લેશ,
કરણી તારી ભાઈ તેવી ને તેવી, કયારે બદલાશે વેશ?

કાન તો તેં મોકળા કીધા, મન માંહે મસ્તાન,
બોધ સુણ્યો કે બેસી રહ્યો, કેમ ન આવ્યું ભાન!

બહેરા આગળ વાજું વાગે, સુર ન સુણે કાંય,
એવો નમુનો આ પણ જાણો, સુધારો નવ દેખાય!



## સત માર્ગે ચાલો.

સાખી.

પાપ દેખું પ્રગટ સઘળે, પાપી પંથ પળાય,
સત્ય દેવનો ગૌરવ જાણે, હતો ન હતો થાય!
"પાપ કરે એ ગુજારો, ને ધર્મી એ ધુતારો,"
જગત બહુ એવે નારે, પ્રભુજી પાર ઉતારો.
વિષ પીધેથી મોતજ નીપજે, અગ્નિથી સૌ બળે,
પાપ કરતાં કોણ ડરે છે? સાકો વે'લા વળે!
ફરવું વીરા મૂકી દઈને, જાઓ પ્રભુ પાસે,
ખ્રીસ્ત નામથી માગો માફી, પાપ દુઃખ સૌ નાસે!

## અંતરની પારખ.

સાખી.

પાપ કીધાં તેં પામર પ્રાણી, ઉત્પન્ન કેર્તા સામે,
અંતર આરસીમાં ઝાંકીયું કરને, ભીતર દુઃખ કેમ વામે?
અંતર તારૂં મેલું ઘણેરૂં, સાફ કેમ તું કરશે,
પશ્ચાતાપરૂપ સાબુ ઘસવી, પાપ સઘળાં ટળશે.
અંતરરૂપી કાંટો ઝાલી, પાપ તોળે તું વહાલા,
આજ્ઞારૂપી તોલાં મૂકને, કેમ બન્યો છે સાલો!
શિકાર કર તું પાપ સિંહનો, ચોટ ખાલી નવ જાએ,
પશ્ચાતાપરૂપ ગોળી વાગે, સિંહ મુએલ થાએ.
આરસીમાં તું મુખડું દેખી, મનમાં ખુશી આઓ,
તેમ અંતરમાં જોઈજ લેજે, આતમ મેલ છ તાલે!

## એકજ ખરા દેવને માનો

માનજો, માનજો, માનજો રે, તમે એકજ દેવને માનજો! ટેક.

જીવતા દેવને પડતો મેલીને રે,
મુંગી મૂર્તિ કને શીદ જાવ છો રે. તમે....
પત્થર અને ઝાડને દેવ કરીને રે,
શા સારૂ તે ગોથાં ખાવ છો રે. તમે....
ઈંટવાડાને ઝળગો કરીને રે,
ત્રણ ઈંટોને ગીત શું ગાવ છો રે. તમે....
કાકા તે દેવને કરજોડ કરીને રે,
માતાને મઢે ઘણું જાવ છો રે. તમે....
અંબાજી, બેચરા, વહેરાઈ ને શીકોતર રે,
ભવાની તો ભોગે ધરાય છે રે. તમે....
ખોડીઆર, શારદા, મેલડી ને મસાણી રે,
એવી અનેક દેવીઓ પૂજાય છે રે. તમે....
સૂરજ, તારાને તે દેવ કરીને રે,
અવળે માર્ગે શું જાવ છો રે. તમે....
કરતા હરતા તો દેવ કહાણું રે,
તેને શોધો તો ભાવથી ભજવને રે. તમે....
જ્યારથી ન ખોટો તે સાથી રે,
તેને મૂકીને ક્યાં તમે જાવ છો રે. તમે....
ભજો શ્રી તેને અંતને પ્રેમથી રે,
દુઃખ દરિયામાં તે કોણ સહાય છે રે. તમે....

## આકીન એક રક્ષણ.

સાખી

ભવસાગરમાં ઈશ્વર આકીન, મનુષ્યને તારનાર;
નાવિકને દરિયા વિષે, જેવો ધ્રુવ તણો આધાર!
જેની ગત નાવિક તણી, ધ્રુવ ભુલે જેમ થાય,
આકીન ચુકે માનવી, ભવસાગર નવ તરાય!
શરત ચુકે જેમ નટ પડે, નજર ચુકે જેમ બાણ,
આકીન ચુકે માનવી, પળમાં તજશે પ્રાણ!
આકીન ગયું તો ક્યા રહ્યા, આકીન બુદ્ધા મોલ,
લશ્કરકા નાયક મર ગયા, ફીર લશ્કરકા ક્યા હવાલ!

---

## પ્રભુના માર્ગમાં ચાલો!

પ્રભુનો મારગ છે શુરાનો—એ રાગ.

આવો સંતો આવો વેલા, કરવા ખ્રિસ્તનો મહિમા જોને.
ખરા મનથી સેવા કરો, આશીષ પ્રભુ દેશે જોને.
અંતર માંહે બોધ સુણીને, કુટેવ સઘળી કાઢો જોને.
તન, મન, ધનથી સેવા કરો, તારણ પ્રભુ કરશે જોને.
પ્રાર્થના આખા મનથી કરવા, ટેકજ મનમાં ધારો જોને.
પ્રભુ દેવ જે સૌથી મોટા, બીક તેની બહુ રાખો જોને.

દેવળમાં બહુ પ્રેમથી જાઓ નેમ ખરો દીલ ધારો જોને.
આખા મનથી પ્રાયશ્ચિત્ત કરો, પાપો સઘળાં નાસે જોને.
પાપ ફરીથી નહિ કરવાનો, નિશ્ચય મનમાં ધારો જોને.
પ્રભુ ભોજન મનથી લઇને, દેવનો મહિમા ગાઓ જોને.
ખ્રિસ્ત ઈસુએ અર્પણ સારૂ, કષ્ટો સહન કર્યાં જોને.
કંટક મુગટ શીર પર પહેર્યો, વેદના ભારે વેઠી જોને.
હાથે પગે ખીલા સહીને, ખુસ પર પ્રેમે ચડયો જોને.
તારણ જગતનું કરવા સારૂ, ભારે મરણ પામ્યો જોને.
ત્રીજે દીવસ જીવતો ઉઠી, સ્વર્ગે તે તો ચડયો જોને.
તારણ તેણે જગનું કીધું દુઃખ ઘણેરૂં વેઠી જોને.
આ વિચારી એક દેવ ભજજો, તારણ તે તો કરશે જોને.
ખ્રિસ્ત પ્રભુનો મહિમા કરવા, હમેશ હેતે [illegible] જોને.
ધર્મની વાતો હમેં કરીને, જીવતને [illegible] જોને.
એક બીજાથી સ્નેહ જોડીને, વેરભાવ સઘળા કાઢો જોને.
એમ કરેથી ઈશ્વર રાજી, જીંદગી [illegible] થાય નવી જોને.
શ્રી ભક્તોને ચોહાન મોતી અર્જ ગુજારે વિનવી જોને!



## પરમેશ્વર પાસે માફી.

પ્રભુ મારી સાંભળો વાણી રે, આકાશેથી મોકલો પાણી રે—એ રાગ.

પ્રભુ અમ પર મે'ર કરોને રે,
દયા દીલ માંય ધરોને રે! ટેક.

છોકરાં છીએ અમે તમારાં,
સાંભળો અમારી અર્જ,
રહેમ લાવી પ્રભુ માફજ કરો,
અમ પાપ રૂપી તો કર્જ! પ્રભુ....

તુજ વીના કોણ બેલી અમારે,
રક્ષા કરે હરનિશ,
સંતાન યુક્તિથી સંભાળી રાખો,
શાંત કરો પ્રભુ રીસ! ,,

પળમાં પ્રભુ તમે ધાર્યું કરો,
વળી એવા છો મોટા દેવ,
પાપને પંથથી દુરજ રાખો,
કાઢો ખોટી કુટેવ! ,,

ચમત્કારો કહેતાં પાર ન આવે,
માયાળુ છો મહારાજ,
બુદ્ધિ અમારી ટુંક છે પ્રભુ,
ધરો અમારી દાઝ! ,,

સહાય કરો ધણી સર્વ કામોમાં,
 રહો અમારી સાથ,
અંતરને જાણુનાર છો પ્રભુ,
 જાણો છો સઘળી વાત! પ્રભુ

ગુના અમારા ઘણા છે પિતા,
 કહેતાં ન આવે પાર,
દયાળુ દેવા દયા કરીને,
 માફ કરો આ વાર! ”

નીતિ, રીતી પ્રભુ સાફ રખાવો,
 દીલ કરો બળવાન,
ચોહાન મોતી એવું ભણે છે,
 ભુલીએ નહિં તમ ભાન! ”

---

## સત વચનને બોધ.

સાખી.

સોંઘું ને વળી સસ્તું છે, મહા મુલ જેનું દામ,
કિંમત તેની તો નથી મુકી, એ તો જગતકર્ત્તાનું નામ.
દેવ ભજનથી કોટીક તર્યા, ને કોટીક તરશે ભાઇ,
તારણનો પંથ વેગળો મુકી, કયાં ગયો ગુંચવાઇ?

સંસારી ફાંદા છોડી દઇ, ચેત ચેતન થઈ વીર,
કઠણું પડે જો ભાઇ મારા, ઘણીજ રાખજે ધીર!
દોલત, પરિવાર, ધન ભંડાર, આ જગ સ્વપ્નાં સમાન,
એ તો નહિ ભાઈ રહેવાનાં, જેમ ખરી જાય છે પાન!
કાયા કારમું રત્ન સમજી, માનવી મરોડમાં મરડાય છે,
સ્વાદ મુકી મીઠાશનો કડવાસમાં ખરડાય છે!
મીઠાશ એ તો પ્રેમ છે, કડવાસ સર્વે વેર,
મીઠાશ સર્વે ચાખી લોને, કેમ ચાખો છો ઝેર!
સાંજ પડે સુરજ આથમે, તેમ આ દેહનો હાલ,
હમણા નહિ તો પછી, આજ નહિ તો કાલ!
લાખો લાખ ચાલ્યા ગયા, આપણ જઇશું કાલ,
વિચાર કરને માનવી, આતમનો શો હાલ!
દેહ પડશે આતમ જશે, શો જવાબ ત્યાં દેશે,
એક ઘડી પણ બાકી નહિ રહે, પળ પળનું લેખું લેશે!
તું જાણે છે જે છાનોમાનો કરૂં છું કોઈ નહિ ભાળે,
છાનોમાનો તો તું માણસમાં, દેવ ઘટઘટ નિહાળે.
મોટાએ મોટાઈ મુકી, નીતિનો પણ કરવો ખ્યાલ,
ઉંચ સ્થાને બેસી ગયા, માટે તેથી થયા શું ન્યાલ!
જગત વખાણે, જગત ફુલાવે, બેસાડે તાડને માંહે,
આવે નહિ કંઇ કામ એમાંનું, કરતુકજ છે સાથે!

ખરૂં કહે એ દુશ્મન સરખો, દ્વેષ ભોગવશે ભારી,
માખણુની આશા કયાંથી રાખો, જ્યાં વલોવાય વારી!

જીવન જોબન મનુષકા, જેસા માલણુકા ફૂલ,
ઓર બાજીગરકી બાજી, જે આખર ધૂળકી ધૂળ!

કયા ધનકી ભાઇ સાહ્યબી, ઓર કયા બંધુકી બેલ,
જ્ઞાની જગ તો એસો દીસે, જેસો બાજીગરકો ખેલ!

સાધુ થઇને જટા વધારી, જ્ઞાનભેદ નહિ પાયા,
એસા ભપકા ક્યા કરનેકા છોને ભભુત લગાયા!

બોધક બિચારા બકબક કરતા, શ્રોતા જ્ઞાન નહિ પાવે,
બહેરા હોકર બેઠ રહે, તવ ક્યા કરનેકું આવે!

દેવળમાં કયાંથી દેવ ઢગલે, નહિ જો મન મુકામ,
પ્રભુ તો ભાઇ સઘળે હોય છે, વિશેષ દેવળ ઠામ!

જાત્રાએ જન નીકળ્યો, ફર્યો ધામ તમામ,
નહિ જો ભક્તિ હૃદય વિષે, ખોટી થયો ઘેર કામ!

હાજી બનકે હજ કીયા, ફીરા મદીના મક્કા,
અંતરને હજ નહિ પાયા, તો ધન ખોયા ઓર ધક્કા!

જમુના ના'વે, કાશી ના'વે, દ્વારીકા ફીર આવે,
અંતરને નહિ સ્નાન કિયા, તો પાપ કેસે જાવે!

જીવતા જનકે લગાવે લાતો, ને ફૂલ પધરાવે ગંગ,
કરણી વીણુ જો જન મુઓ, તો કયાંથી સંતનો સંગ!

છાંસ કે પ્યાસી જન ગયે, ઓર ચીર ઉપર દોહે ગઉ,
શ્રાદ્ધમાં તો ખીર પકાવે, એ મોટાઈ મહિમા કહું!
ક્યારે મરે તે પીડા ટળે, એવી બેટાઓ મનમાં આશ,
મશાણેથી બૂમ પાડતા આવે, એ તો લોક લજવણું ખાસ!
સાધુ બનકે જટા બઢાઇ, લગાઇ ભભુત લંગોટ,
દીલ ભભુત જો નહિ લગી તો, એ વેશ માંગી ખાવાને લોટ!
મુની હો કર મુખ બંધ કીયા, ઓર બહારસે બને બાત બાવા,
દીલને મૌનવૃત્ત નહિ પાયા તો, એ વેશ મેવા મિઠાઇ ખાવા!
અન્ન ન જમે બાવો દુધાહારી, દયા સચી બાત લાવે,
આહાર કરે કોઇ કોઇ મનુષ્યનો, પર નારી લઇ જાવે!
ભક્તિ બતાવે, ટીલાં તાણે, જપ માળા બહુ મોટી,
બાહ્ય વેશ તો સાચા સંતનો, અંદર દાનત ખોટી!



## પરમેશ્વરના માર્ગમાં મનુષ્ય ધીમો છે!

પદ.

ઓ મનુષ્ય મનડું ઘેલું, તું પ્રભુ ભજન કર વે'લું! ટેક.
ભુંગળ તણો તું નાદ સુણીને ભર ઉંઘમાંથી જાગે,
પ્રભુ ભક્તિનું મધુર ગાયન કડવું તુજને લાગે રે. ઓ....
સારંગીનો તો સાદ સુણવા કાન શાંત છે તારો,

પ્રભુ ભજન ભાંગતી ભમતે, ડોલાં મારે ભાઇ મારા રે. ઓ...
ભાંડ ભવાઇ જોવાની મારૂ કેડ કસી તું બાંધે,
પ્રભુ પંથમાં પગલું ભરતાં મૂળમાંથી ના સાંધે રે. ઓ....
ઠકુરાજીમો સેઝો જેવા ઉભરાં બાંધે તું પ્રીતે,
સંત સમાગમ કરવું તુજને પ્રાણુથી અદકું વીતે રે. ઓ....
પ્રભુ ભજનમાં કેક બેસે ને આતમરાજ જે ફરતા,
જગના સ્વામિને અળગા કર્યો તો
ધ્યાન કોનું તમે ધરતા રે. ઓ....



## આખરની સાથે કંઇ આવવાનું નથી.

પ્રાણીઆ ભજી લેને કીરતાર—એ રાગ

જગતમાં જુક્તિથી લે જોઇ, તારી સંગ ન આવે કોઇ! ટેક.
સાથી સારી દેહમો પ્રાણીઆ કરી લેને રે વિચાર,
તે પણ તારે મુકીને એક વાર
નીકળવું પડશે બા'ર! જગતમાં....
બાળવી, આગ્રવી તોપણ એ તો સાથે નવ આવે,
રંગે જેને રાતી બનેલી
ધૂળ ભેગી ધૂળ થાવે! જગતમાં....

ઘર કબીલો, પરિવાર, પુત્ર નથી જે કોઈ સંઘાતી,
ચારે બાજુથી ભેગાં વળીને
વેગળાં કુટશે છાતી! જ. મં....

ધન ભંડાર તારા ભેગા કરેલા, ખેતીવાડી, ઘરબાર,
એ સર્વે તો પડયાંજ રહેશે
જોને ભાઈ એક વાર! જગતમાં....

દાન ધર્મ તારી સાથે આવે, ને ભક્તિ તુજને તારે,
પ્રભુ ભજન વીણ આ દુનિયામાં
જમડા ઝુધાં મારે! જગતમાં....



## સાંકડું મન.

૫૬.

અરે ઓ સંસારી જીવડા,
તું રે તારૂં આ જોઇ લેને તપાસી! ટેક.

આપ ઇચ્છાએ આદિત ન પાળે, ઉંધે ફરીને સોમ સેવે,
હજાર ઉપાય છો કરે માનવી,
નેવનાં પાણી તે નેવે! અરે ઓ....

હૈયાં, દાનમાં પાઇ ન દેવે, અવળો બાંધાઈ દંડ વેઠે,
મમત, કેફમાં અંધ બનીને
પાટા બાંધે પેટે! અરે ઓ....
મુઠી આપતાં મુખ મરડે ને લાંચ મણની ભાવે,
કણકણ કરીને ટોળે કરેલું,
ઊંટ ભરીને જાવે! અરે ઓ....
લોભ કરીને પંડ ન પોશે, મુખે સવામણ તાળું,
વારસ તારો ન્યાલ થાશે,
કે છાનું રહેથી ભોપાળું! અરે ઓ....
પાણી પાતાં પૈસો બેસે ને છાશ આપતાં છણકા,
જગ છેતરવા જપ કરે છે,
ફેરવે મોટા મણકા! અરે ઓ....
નીતિ, રહેણી, કહેણી, સઘળું; સાફ રાખ થઈ આધું,
જગ જંજાળ નહિ આવે સાથે,
નહિ આવે તુજ ખાધું! અરે ઓ....
જગ છેતરવા કામ ન કરશો, રાજી રહે સતગુરૂ,
શિખામણ આ સુધારાની,
મત માનતો બુરૂ! અરે ઓ....



## ના ભજવાનાં બહાનાં!

મને હમણાં નથી નવરાશ, મને હમણાં નથી નવરાશ;
ગુરૂરાજ, પ્રભુ ગુણ તો ઘડપણમાં ગાઈશું. ટેક.

મને પરણવાનો ઝાઝેરો કોડ, કરૂં ધંધામાં હું દોડાદોડ! મને.
મારે માથે દેવાનો તો બોજ, તેને વાળવા મથું છું હું રોજ. મને.
મારે રહેવા તો કરવું છે ઘર, મારે ઉભો તો કરવો છે વર. મને.
દીધો પરણાવી આ સાલે એક, હવે બાકી તો છે નાનો છેક. મને.
હાય, રંડાયો મોટા ઘર જોગ, આ તે પુના જનમના ભોગ! મને.
•મને આવી વેપારમાં તો ખોટ, મારી ચોરે તો ભારે ચોટ. મને.
મુઆં રાસો ને ડોસી સાથ લોકો મોટી કરે છે વાત! મને.
મારે નાતમાં મેળવવું નામ, પાસે નથી ખોટો એકે દામ. મને.
મને વળગી છે ભારે જંજાળ, રાત દિન મને તેની છે ફાળ. મને.
મારે અધૂરાં રહી ગયાં કામ, હવે જવાનું થયું સ્વધામ! મને.

---

## મરણ પાસે છે માટે ઇશ્વરને ભજવો.

અરે તારે માથે છે પાપનું ઋણુ રે,
ઉંઘ તને કેમ આવે! ટેક.

તારી પાછળ ભમે છે કાળ રે, ઉંઘ....
તારે જાવાનું એકાએક રે, ઉંઘ....

તારા ખાતામાં છે ઘણી ખાટ રે, ઉંઘ....
તારે દેવા પડશે ત્યાં જવાબ રે, ઉંઘ....
નથી છાનું કરતુંક તારૂં કોઈ રે, ઉંઘ....
જેવું ઉપર એવું નથી માંહ્ય રે, ઉંઘ ...
તારી ફજેતી તો ત્યાં થાય રે, ઉંઘ....
તારા કાળા તો ધોળા થાય રે, ઉંઘ....
તારી જોડેના ચાલ્યા જાય રે, ઉંઘ....
તારા એવા તો થાશે હાલ રે, ઉંઘ....
ભજ ભાવે તું તો ભગવાન રે, ઉંઘ....



## મનુષ્યનું લેખું.

ગઝલ

લેખું તો ક્યામત લેશે ઉત્તર તું શો ત્યાં દેશે!
અનીતિ ચાલ મુકી દઇ, સુનીતિ ચાલ શાણો થઇ.
કહું છું વાત આ ભારી, કરી લે અંતની ત્યારી.
ખાલી જો હાથથી જાશે, ઘણેરો માર ત્યાં ખાશે.
નથી કો સહાય કરનારો, નથી કો હાથ ધરનારો.
ખડો તુજ જીવ ત્યાં થાશે, પળપળ લેખું લેવાશે.
નહિ કર્તુંક ત્યાં છાનું; નહિ તો ચાલશે બહાનું!

નહિ ત્યાં સુખની માત્રા, અદલ ત્યાં દેવ છે રાજા!
દર્પણની પેઠ દેખાશે, નહિ કંઈ ગુપ્ત રહી જાશે.
નહિ તો ચાલશે ઈન્કાર. જ્યાં તો ખુલ્લું છે તલભાર!
નહિ તાકાત વદવા જુઠ, ત્યાં તો જવાબ દેશે પુંઠ.
ત્યાં તું મુખ કરશે બંધ. ને વળી આંખ કરશે અંધ!
અહીંની આબરૂ ને વગ, એ તો જાણ જીવન લગ.
નહિ તુજ ધન આવે કામ, એ તો રહી જશે આ ઠામ.
ત્યાં તો કરણી પુછાશે, વિના તે ખૂબ ઓભાશે.
અદલ ઈન્સાફનો કાંટો, જરા નહિ માનશે રાંટો!
કરી લે આજ આ ભવમાં, પછીથી શું કરી શકશે?
વિચારી ચાલો નર નારી, નહિ રહે ઓલવા બારી!

---

## ભક્તિ ઉપદેશ.

૫૬

આ તન તંબુરામાં તાંત વાગે, શું રે ઉંઘે જીવ તારો,
ભજન કરી લે ભાવે પ્રાણી, નહિ આવે જન્મારો! (૨) ટેક
શોધી લે મનડું રકત પ્રભુમાં, ઉપાય હાથ છે તારા,
કાયામાંથી જબ જીવ નીકળ્યો, શું રે થાશે ભાઈ મારા! (૨)આ....
ધોઈ લે તારો અંતર ધાગો, વિપત તુજને પડશે,
હાલ વખત છે ધોઈ લેવાનો, પછી ઘણું તું રડશે! (૨)આ....

કાચા તોરમાં અવળો ચાલે, નહિ જો ડર કર્ત્તાની,
એક વખત તો એવો આવે, નીકળી જશે મસ્તાની! (૨)આ....
ભક્તિથી તું ભાગે આવો, મોજ શોખ બહુ મા'લે,
એક દિન એવો આવશે રે, તને બાંધી રૂંધીને ઝાલે ! (૨)આ....
ગભરામણ તુંને થાશે ઘણેરી, હવે જીવ શું કરવું,
ભલું આહે જો આપ જીવનું, આ જીંદગીમાં ડરવું! (૨)આ....
બોધ છે રે આ શીખ લેવાનો, મુકી દે ને ઢીંગાણું,
છતા ઉપાયે શીદ ખુએ છે, પ્રભુ નામરૂપ નાણું! (૨) આ....

---

## જગતને બતાવવા ભગતનો વેશ પહેરવો બસ નથી.

### સાખી.

આપ સ્વરૂપ જેણે ઓળખ્યું. વૈરાગ પહેરાયા મનકું,
ભ્રમ દીલકા ખુલ ગયા, તો ક્યા સોંગ કરેકા તનકું!
માળા હસ્તમાં કયા કરે, જો મન બહાર બજાર,
પારા ઉપર પારો પડે, લેવા કે દેવા લગાર!
ટીલું કીધું લલાટમાં વસ્ત્ર વૈરાગી ધારે,
અંતર વૈરાગ જો નહિ લાગ્યો તો વેશ કયું કર તારે!

## જમાનામાં કૌતુક.

સાખી.

ઈમાનથી હીંડે ને હકથી ચાલે, દુશ્મન તેના ઝાઝા,
આ જમાનામાં દાવતરાં ચાલે, નથી ભલાની માઝા!
ગરજ સાધવા બાપો કહે છે, અને સરે સામાવળીયો,
પ્રમાણ સાચું દેખી લેજો, આ જમાનો છે બહુ કળીયો!
બેટો થઈ બગલમાં પેસે, ગરજ સાધવા સારૂ,
ગરજ સરી કે ઘોડે ચડયો, પકડી જોજો વારૂ!
ગરજ મીઠી ખાંડ છે, સરે સ્વાદ ન છાશ,
મતલબસાધુ જુઠું મોતી, ક્યાંથી ઉપકારની આશ!



## ભંગીત મન.

( છપ્પા )

સાંભળો દેવા અર્જ, યાચતાં થાકજ લાગી,
દીન દયાળુ તોય, દાસની ભૂખ ન ભાગી!
મન મારૂં અકળાય અર્જ મુજ વ્યર્થ ગણીને,
કાન કર્યા તમે બંધ, એવું તો સહેજ ભણીને!
સાંભળો સમર્થ દેવ, સંતાપ તમે ટાળો મારો,
હવે નથી ભગવાન, તમ વિણ મારો આરો!

દિન પર દિન મન શુષ્ક, હર્ષનો નાશ થયો છે,
જેહ આશા અંકુર તેહનો લય ભયો છે.
હવે ક્યાં દોડું દોર, અવર સમર્થ ન દેખું,
અધમ જાને હું જીવ, તમ આગળ શું લેખું!
આશા પુરો અવિનાશી; હવે કો પાસે જાઉં,
નથી પુન્યનો પરતાપ, જે તમને બતાવું!

---

તૃષ્ણા મુજ કીરતાર, નથી અજાણી તમને,
શું કહીએ ભગવાન, તમે જાણો છો અમને!
આકીન તો તમ માંય, ધાણી છે જેવુંય તેવું.
નહિ પુરો જો આશ, તો તો કેટલું સહેવું!
ટીકા લોકમાં થાય છે, નથી ભગવાન મારા ભણી.
સાંભળો સમર્થ દેવ, મને આશા છે તમ તણી!

---

## દુનિયાદારી.

છપ્પા.

દુનિયાદારી જાય, તજવી ભારી જનને,
મોત સમ લાગે હાય, વિરક્ત કરવું મનને.
મુકે ઘરેણે માલ, દેવું પણ ભારી દાખે.
લોક લજ્જાની કાજ પગ પાછો નહિ રાખે.
દુનિયાદારી કેફ ચડી જો મમની જનને,
ફરે નહિ દરકાર, વેચે વહાલાં તનને!

વેચાયાં ઘરબાર, દુનિયાદારી સંગે,
વેચાણી ઘર નાર, દુનિયાદારી રંગે.
છોડયાં કંઇએ ગામ, દુનિયાદારી પેરે,
દુનિયાદારી તોર, તે કેમ બેસે હેઠે.
દુનિયાદારી થકી ભિખ પણ માગે કોઇ,
દુનિયાદારી ભાઈ, નાશ કરતી તો જોઇ!



દેશો નહિ કોઇ દોષ, દીઠું એવું આ દાખ્યું,
ભરી છાપાની માંય લેખકે બીજું ભાખ્યું!
બને છે એવા ખેલ, દેખે છે શાણા જાતે,
રૂએ છે મૂરખ જન, પછીથી દાડે રાતે.
દુનિયાદારી લહાવમાં, લહેરી થઇ ગાંડો થાય છે,
દુનિયાદારી દુઃખથી, જાતે તે પરતાય છે!



# જગતમાં સગાઇ સ્વાર્થની છે!

પ્રાણીયા ભજી લેને–એ રાગ.

સગાઇ તો સ્વાર્થ તણી જગ માંય, નહિતર લેવા કે દેવા ભાઈ! ટેક.

રળિયો પુત બહુ વા'લો લાગે ને ઉડાઉ ભુંડો ઝેર,
વંઠેલ છોકરો માતાપિતાને લાગે છે દુશ્મન પેર! સગાઈ....

ગાંઠે ગરથ તો સગું ઘણેરૂં, ખાલીને કોઇ નવ પુછે,
કાકા, મામા તો સગા સ્વાર્થના, સ્વાર્થ સૌને ખુંચે! સગાઇ....

ફોઇ, ફુઓ સૌ ફોલવા ફરે, વળી ભાઇબંધ તે પણ ખાવા,
સ્વાર્થ રહેલો સૌના અંતરમાં, સ્વાર્થે સગાઇના દાવા! સગાઇ....

રાંડેલો દીકરો ભારે પડે અને રાંડેલી દીકરી સારી,
જોઇ લેજો ભાઇઓ જુક્તિ કરીને આ જમાનાની બલિહારી!સગાઇ....

થોરીયો ભાઇ ને ખરસાણી બેન, એ તો સ્વાર્થજ સાધવા સારૂ,
પોતાની ગાંઠનું જોડવા બેસે એવા તો કોઈકજ વારૂ! સગાઇ....

સ્વાર્થ ભાઇ, ને બેન છે મતલબ, જોઈ લેજો જગ માંય,
સ્વાર્થ વીના જે ભલું કરે છે એવા તો કોઇકજ ભાઇ! સગાઈ....



## ખરૂં ખરૂં કહેવું બસ નથી.

સાખી.

ખરૂં ખરૂં સૌ કો કહે; ખરૂં કરનારા કોક,
ખરાને તો વિપત પડે, જાણો સર્વે લોક!
વિપત જગતથી પડે, ભુંડો આ સંસાર,
ભુંડો ભુંડાઈમાં ભળ્યો, જેમ ઘીની સાથે કંસાર!
સાંભળવાને સૌ ઉતાવળા, કરવાને તો કોઈ,
સાંભળે દ'હાડો નહિ વળે, વગર કરી તો જોઈ.
જ્ઞાન તો ગાલ્લાં ભરી વગર મુલે વેચાય,
પણ સંસારી સમજે નહિ, એ તો ફોકટ ગોથાં ખાય!



## દેહ ફાની છે!

ઓ લે'રી જીવડા રે, હવે આનું તે કેમનું થાય! ટેક.

સાખી.

૧ વરણાગીમાં તું વાંકો હીંડે, જોબનનો મદ નહિ માતો,
એક દિવસ તો એવો આવે, તારો રંગ તો નહિ રહેવાતો! ઓ....
કાયા તારી ખોખું બનશે, હાથ, પગ નબળા થાશે,
ઉહ બેસની આંટી પડશે, પેલા રસીયા તો ચાલી જાશે!

જુવાનીમાં તને જોર ઘણેરૂં, પટીયાં પાડી ચાલે,
એક દિવસ તો એવો આવે, તને ઉભો કરવાને કોક ઝાલે! ઓ....
જમજી લે કાયા ફાની પળમાં, દવા એકે નહિ લાગે,
કાયાના તોરમાં અંધ બનીને, અરે શું મુર્ખાઈમાંથી નવ જાગે! ,,



સાખી.

માટી મહેલકા કયા ભરોસા, પળમાં પડ મર જાય,
મૂર્ખ જનને બહુ મસ્તાની, આખર તો પસ્તાય!
જેસું જળ ઝાકળ તણું, જેસો સ્વપ્ન આહાર,
એસો મામલો જીવ કાયાનો, આખર તો હોનાર!
મોટા મોટા કહી ગયા, નજરે દેખીએ સહી,
જંજાળમાં જીવ લપટાયો, સંસારી માને નહિ!

છપ્પો.

રહે ન દેહનો રંગ, રૂપ એવું ને એવું,
ત્રીસ ચાળીસ બાદ જોઈ લો ડોસા જેવું.
પડવા માંડે દાંત, ડાચું દેખો બોખું,
જબરજસ્ત આ દેહ, તે તો નબળું ખોખું!
કેશ કાળા ધોળા બને, ચરણ પણ ચાલે નહિ,
ઘડપણ આવે જુવાનને, ઇગ્નાસ જો જીવે સહી!



## દેહ જવાની જરૂર!

જાય, જાય રે, જુવાની, દેહ આ તારી! ટેક.

મૂઢ થઇને બેઠો શું ગમાર,
 ઝાઝો માંડયો તેં ફોકટ વેપાર. રે, જાય....
જરા પ્રભુનો ડર ના રાખ્યો,
 હાથે કરી હીરો કૂપ નાખ્યો! ,,
નથી સંસારમાં કંઈ સાર,
 ફાની પૈસો અને પરિવાર. ,,
સૌ રહી તો જાશે આ ઠાર,
 તને પડશે ઝાઝેરો માર! ,,
અક્કડ થઇને મૂરખ શું ચાલે,
 અહંકારે વળી શું ફાલે! ,,
રાજા રાજ તો તજી દેશે,
 દામ દાટયા તો બહુના રહેશે! રે, ,,
નહિ લઇ જાશો સાથ કાંઇ,
 બધું રહી જાશે ભાઈ આંહી! ,,
ભાવે ભજો પ્રભુને ભાઇ,
 સાથ આવે કશું ન કાંઇ! ,,
માટે હૃદયમાં ભય સૌ ધરજો,
 નામ પ્રભુ તણું તો ઉચ્ચરજો. ,,
દાસ આગ્રોસ ગાએ ગીત,
 સૌ ધરો પ્રભુ પર પ્રીત! ,,

## જરૂર મરવું!

કાયા તારી કંચન જેવી, થઇ જશે માટી માટી,
પાંજરીઉં મેલીને પંખી
ઉડી તો જશે રે જરૂર! ટેક.

કૌરવ, પાંડવ કયાં ગયા, કયાં છે હરણાકંશ રાય;
કયાં છે રાવણ લંકપતિ,
કયાં છે જગની માય! પાંજરીઉં. ૧

રાજા પ્રજા ખોત ગયા, ગયા ધનવંત નિર્ધન લોક;
કયાં છે અમદનો દાખલો,
દુનિયા સઘળી ફોક! પાંજરીઉં. ૨

શેઠ, શાહુકાર, પંડિત, પુરાણી, જેણે ગુફામાં ઘર બનવાયા;
સાથ સાથ સબ ચલ ગયે,
જીન્હોને મુછોપે લીંબુ ઠરાયા! પાંજરીઉં. ૩

જોગી, જતી, તપીયા ગયા, ગયા સાધુ, વેરાગી;
ત્યાગી ગયા ભોગી ગયા,
જોને પંખી તું જાગી! પાંજરીઉં. ૪

ઉગે તેનો અસ્ત છે, ફુલે તે કરમાય,
મરણ જીવન પ્રાણી માથે,
માટી માટીમાં જાય! પાંજરીઉં. ૫

## સંગતની અસર.

( છપ્પા )

સંગતિએ ગુણ જાય, ગુણ પણ નીપજે સંગે,
ખીચડી જેમ લેખાય દાળ જો ચાવલ અંગે!
ગધંવ પાસે ગાય, નહિ ભુંકે પણ ભડકે,
અજા વ્યાઘ્ર પાસ, પેટીમાં પણ થડકે!
જેમ ગંગ નીરને પાસ ખાળનો ખારો બેસે,
તેમ સંગતિનો પ્રભાવ, સંગતિવાળો લેશે!
અગ્નિ સંગે ઘૃત જોતામાં પીગળી જાશે,
ચુંબક સંગે લોહ, આકર્ષણ તે ગમ થાશે!
વંઝા સંગે પુત્ર દુઃખ તો સઘળાં વામે,
લજામણી સંગે સ્પર્શ, પાંદડાં સંકોચ પામે!
તેમ સંગતિએ કંઇક સુધરે, સંગતિએ પણ બગડે બહુ,
સંગતિનો તો સાર, ઇસ્રાસ જબરો કહું!

---

## સાચા સંતનો સંગ કરવો.

કર સંગ તું સાચા સંતનો રે, પેલા જુઠાને હડસેલી કાઢ
હવે નથી બાળક તું ધાવણો રે! ટેક.

સાખી

લાંબું ટીલું લલાટમાં, બેરખો હાથમાં મોટો,
નહિ વેરાગ જો મન વિષે, તો ઢોંગ લગાયો ખોટો! કર....

ગાંજો પીને અગનં ચડાવે, રાખ લગાવે અંગે,
નથી ભાન જેને પોતા તણું, કેમ સુધરીએ તેને સંગે! કર....

પ્રયોગ કરીને જોત પ્રગટાવી. ભોળા ભોળાને ભરમાવે,
તપાસ કરો જો ચિત્ત દઇને, તો ભોપાળું નીકળી આવે! કર....

ટીલાં દેખીને ભગત ના ભણશો, જગત બની છે ઘેલી,
તપાસ કરો જરા મન દેઇને, એ તો રાગત રમે છે કે મેલી! કર....

દોસ્તી કરવી તો જન સુજનકી, ... દોસ્તી તે કેસી,
છ માસ સુધી સંભરશો સેવ્યો, તોયે નીકળી રૂ જેસી! કર....

દારૂ પીને નામ બગાડે, વળી ... નું કરે પાણી,
એવા નરનો સંગ ન કરીએ, એમાં ... ધૂળધાણી! કર....

રંડી બાજી રમે જે છાનો, નીતિ જેની ખોટી,
સંગ ન કરીએ એવા જનનો, એ તો લાવે આફત મોટી! કર....

પર નારીને બેન સમજવી, સ્નેહ ખોટો ન કરવો,
આપ નીતિ સુધારી લેવી, સંગ જોઇને કરવો. કર....

જાણી બુજી ખોટું કરશે, ખતા ઘણી તે ખાશે,
સંતો ભાઈ તમે જાળવી ચાલજો, લોકમાં હાંસી થાશે! કર....

—∞—

# શાંતિ વિષે.

છપ્પા.

શાંતિ વિણુ જંક માલ, સુખ કેમ માનું મનથી,
હોય શાંતિદાસ નામ, શાંતિ નહિ જાણું તનથી.
શાંતિ વિણુ કંસાર, એહથી ઘેશજ સારી,
શાંતિ વિણુ સંસાર, જોઇ લો નર ને નારી!
શાંતિ વગરનાં મિષ્ટાન્ન, પુરી; કડવાં વીખથી જાણજો,
શાંતિ સમું નહિ સુખ કો, શાંતિ ભાવથી માણજો!



શાંતિ હોય તો સુખ, દેખને આતમ વિષે,
શાંતિ વિણુ સુકામ, સઘળી ભુંડું દીસે!
શાંતિની દુકાન, જગમાં ક્યાં નહિ ભાળો,
વેરભાવ ને કપટ, જન સૌ દીલથી ટાળો.
શાંતિની દુકાન એ માફ કરનારૂં દીલ છે,
નહિ શાંતિ જે મન વિષે, ત્યાં માફ કયોની દીલ છે!

# વ્યભિચાર વિષે.

છપ્પા.

કરનાર જારી કામ, એક દિન પ્રાણુજ ખુએ,
કરનાર જારી કામ, શરીર ઘોળી પેઠ ધૂએ.
કરનાર જારી કામ, તેને દુઃખી જાણો,
કરનાર જારી કામ તે પશુમાં લેખાણો.
વળી જારી કામ કરનારા, તે સુખી નવ થાય છે,
જારીને તો જોખમ છે તે તો માર જબરો ખાય છે!
પરનારી શુ પ્રીત, એતો આદમ ખોટો,
પરનારી શુ પ્રીત, એતો નીચ, હોય જો મોટો!
પરનારી શુ પ્રીત એ નર જાણો ચોર,
પરનારી શું પ્રીત એ મરવાનો ઠોર.
પરનારીના પ્રેમમાં, માનવી ઘેલો થાય છે,
પરનારીનો સંગી, તે તો માર્યો જાય છે!
દેખી આ દૃષ્ટાંત દેહના મારજ વિષે,
જ્ઞાની, બુદ્ધિવાન દિન ને રાતે બીશે.
હુકમભંગથી થાય દેવને ક્રોધજ ભારે
શિક્ષા દે જગ માંય ને વળી નરકે મારે!
સમજી ચાલો શાણા બની દેવ લેખું લેનાર છે,
ઇંદ્રિયો વશ રાખો ભાવથી, ઇનામ તે દેનાર છે.

## પ્રેમ વિષે

છપ્પા.

પ્રેમ બનાવે અંધ, પ્રેમથી કાયા અર્પે,
૧ પ્રેમ કરે ગુલ્તાન, પ્રેમથી અંસુ ઝરપે.
પ્રેમ પોઢે વન, પ્રેમ તો ભોજન ત્યાગે,
પ્રેમ ન સુએ ભરનીંદ, પ્રેમ તો રાતે જાગે.
પ્રેમરસ સાકરથી ગળ્યો, સ્વાદ ચાખે એ જાણે,
પ્રેમરસમાં મનુષ બળદીઓ, ભાર અણતોળ્યો તાણે!

---

પ્રેમ ન જુએ જાત, પ્રેમ આબરૂ નવ દેખે,
ધોળે દી સુર્ય માંય, પ્રેમ તો રાતજ પેખે.
પ્રેમે ગળે બહુ દેહ, પ્રેમ ભક્તિ પણ ભુલે,
પ્રેમ થકી જગ માંય, હાંહ્લી ચડે પર ચુલે.
પ્રેમ એ તો પ્રેમજ છે, પ્રેમમાં જોડાં જોડાય છે,
૨ પ્રેમમાં બંધાયાં માનવી, પ્રેમમાં વખોડાય છે!



# ઇશ્કની કહાણી.

### ગઝલ.

ઈશ્ક છે ઝેરનો પ્યાલો, પીશો તો ખૂબ પસ્તાશો,
ઈશ્કમાં મગ્ન થઈ લાખો, ઘણા તો જીવ ખુએ છે!
ઈશ્કને જાત નહિ કમજાત, ઈશ્કને દિન સુકે રાત!
ઈશ્કને નિંદ નહિ રાતે, ઈશ્ક છે દુઃખી બહુ વાતે!
ઈશ્કને ભુખ નવ લાગે, ઈશ્ક તો આગમાં ભાગે!
ઈશ્ક હેલ્હોટ દરિયામાં, ઈશ્ક તો લાજ પરિયામાં!
ઈશ્ક તો સાપને ઝાલે, ઈશ્ક તો સુળીએ મહાલે!
ઈશ્ક તો મોતનો ફંદો, ઈશ્ક તો ચોરીનો ધંધો.
ઈશ્કથી દેહ લેવાએ, ઈશ્કથી ઝેર દેવાએ!
ઈશ્કથી જાય ધનને શ્વાસ, ઈશ્કને શીર છે બહુ ત્રાસ.
ઈશ્કનો દેહ જ્યાં હોએ, નહિ ત્યાં જીવ પણ તોએ!
ઈશ્કના ખેલ જો કરશો, વીના તો મોતથી મરશો!
ઈશ્ક સંતાનને મારે, ઈશ્ક નવ કોઇને તારે!
ઈશ્કને ખાંડનું ભોજન, લાગે ભાઈ છાશથી ખાટું!
ઈશ્કની વાત બહુ ભારે, વર્ણવતાં જીભ તો હારે!



# ધણી ધણીઆણીમાં સરખા સરખી જોડું ભાગ્યેજ હોય છે.

છપ્પા.

નર જ્યાં ભક્તિવાન, નહિ ત્યાં નિર્મળ નારી,
નર જ્યાં શક્તિવાન, નારી ત્યાં કલેશ કરનારી.
નર જ્યાં મહા ગુણવાન, ત્યાં તો ભુંડી નારી,
નારી જ્યાં નેકી હોય, પુરૂષ રમનારો જારી.
જોતાં આ જગત વિષે, શું કહું ભાઈ કથી,
તપાસ કરતાં માલમ પડે, જે સરખા સરખી જોડ નથી.

---

ગુણ નહિ ત્યાં રૂપ, રૂપ ત્યાં ગુણ ન ભાળું,
ઉત્તમતા લેખાય, ત્યાં નીકળે ભોપાળું.
હસતું વદન દેખાય, કપટ ત્યાં દીલમાં જોયું,
બાહ્ય ભપકા કાજ, માનવનું મનડું મોહ્યું,
બનાવ આનો દેખી કરી; મનુષ મન મુઝાય છે,
જમાનો એવો આવ્યો, જે પાખંડી પુજાય છે.

# મરણની દવા નથી.

છપ્પો.

મોત મનુષ્યને માર, મોત નવ બીએ કોથી,
કોને મોત ન જાણ, નથી જો વાંચી પોથી!
ઘરડા ને જુવાન, રંક કે રાજા હોયે,
રક્ષા થતી દિન રાત, મરતા દીઠા તોએ!
મોત શરમ રાખે નહિ, લાંચ પણ એ લેશે નહિ,
નથી દવા ભાઇ મોતની, જાણો છો સૌકો સહી!

સાખી.

મૃત્યું તું મોઘું છે, માગે તેને નહિ મળે,
અકાળ, બિચારા, શોખીલા, તેને આવી ગળે!
રસ્તો તારો જાણત તો, બાંધત મજબુત કોટ,
પૈસા વીણુ ગરીબ જનો, મુકત જબરી દોટ!
નહિ ખબર તુજ આવ્યાની, ઘણા ઘણા છેતરાય,
લખપતિ ને રંક જન, એક સરખા સૌ જાય!
મૃત્યુ સૌનો અંત છે, મોતે સૌનો પાર,
મોતે તો વળી ભલ ભલાને, ખવડાવી જબરી હાર!
મોતની બીક સૌને ઘણી, મોત જો માનવી થાત,
કોઈ એથી બીહત નહિ, મારત પોતાને હાથ!
લાંચે જમડા પાછા વળે, તો ધનવંત તે કેમ મરે,
છત્રપતિ છત દાખવે, છત્ર પર છત્ર ધરે!

## મરણને સારૂ કોણ તૈયાર છે!

સાખી.

મદ્યથી મધુર આ જગત લાગે, ને મીઠું સાકર કરતાં,
ભિખ માર્ગીને બહુ પેટ ભરે, પણ કોણ છે ખુશી મરતાં!
જો રહેવાય તો કદી નવ છોડે, જગ જીવનની જાળ,
જગ જીવન પર કુદિશ નહિ તું, સઘળું આળપંપાળ!
બહુ જીવ્યો તોએ થાકયો નહિ તું, નહિ મરવા તૈયાર,
તૈયાર રહે મરણાધીન માનવી, પડશે તુજને માર!



## મુએલા પાછળ ધામધુમ તથા જગત આગળ મોટાઈ.

અરે જરા તમ દેખીઓ રે, કેસે ઉધે ગુર્જરવાસી! ટેક.
જીવત પિતાકો છાશ ન પાઇ, ઓર ઘોર ઉપર દોહી ગૌ,
ઐસે કૌતુક બાતહી ચલતે, થોડે થોડે મેં કહું! અરે....
દુર્બળ બુઢીકો ચક્કી ફીરાઇ, જેસે તેલીકા બેલ,
હાડ પર તો ચમડી દેખો ઓર બેટા તો છેલમ છેલ! અરે....
માત પિતા ઉપવાસી ગયે, ને મુએ પર બડી વાત,
શ્રાદ્ધમાં તો ખીર પકાવે, લાડુ ઓર દાળ ભાત! અરે....

પ્રાતઃમેં ભુખે સાયંમેં ભુખે, નહિ જરા બરદાસ,
મુએ પર તો જોરથી બોલે, લેજો કૌઆ વંસ. અરે....

ભિખ માગતે પિતા ગએ ને બેટા ખિલાવે નાત,
એસે ધનવાન તુમ થે તો, કયું ભિખ મંગાઇ કર જાત! અરે....

જીવત જનકો લગાવે લાતો ને ફુલ પધરાવે ગંગ,
પાગલ લોકો કરે પ્રશંસા, રંગ બેટાને રંગ! અરે....

બિન કુટુંબી મરણ પાવે તો, માલ, ધન લુટ જાવે,
બાળ બચ્ચાં ભુખે મારે, મિશનમાં મુકી આવે. અરે....

છોકરાં ઘરનાં મુકે મિશનમાં, ઘેર સાધુ સંત ખવડાવે,
ઘરના સંત તો જમે પર ઘેરે, તુરી પાસે ગુણ ગવરાવે! અરે....

---

## ખ્રિસ્તી થઇને પાછા હટી જાય છે.

જમાનો તો બદલાયો—એ રાગ.

બોધકો આવ્યા દુરથી ભાઇઓ નીચ વર્ણોની માંય, (૨)
તન, મન, ધનથી, મહેનત લે છે,
સુધારો શો દેખાય? આડંબર ભારી
બનાયો રે કહેતાં કેમ જાય કહેવાયો રે!

પંથમાં પેસી નામ તો બદલ્યાં, વેશ વળી બહુ ભાત, (૨)
પહેલાં પહેલાં તો ઠીકજ ચાલે,
આખર ઝાલે જુની વાટ ! બહાનાં એ
ખુબ બતાવે રે, લજ્જા તો જરા ન આવે રે.

હિંદુ પંથને અળગો કરીને ખ્રિસ્તીમાં ભળ્યા બહુ, (૨)
પેટનું ચાલ્યું ત્યાં સુધી ગાયું,
છેવટ હતું તેજ કહ્યું; યુક્તિએ લાખી
લડાવી રે સફળતા તોએ ન આવી રે.

બાધ બતાવી સાચ તણો કોઇ પોતે ચાલે જુઠ, (૨)
પ્રસંગ આવે મુકતા નથી કાતરવાની મુંઠ;
જવાબ શો તમે દેશો રે
શીરે તો બોજો લેશો રે.

કાન ભંભેરી ઢોંગી કરે બહુ સાલસ ભોળા જન, (૨)
ભકિતમાં તો બહારથી ચાલે,
માંહે તોફાની મન; કહેવો તેને
સજ્જન કે દુરજન, ઠરાવ તું કરી જો તારે મન!

સુધારો તો બહારથી કીધો, અંદર પોલમપોલ, (૨)
બીજાઓને બતાવવા માટે
જોરથી ઠોકે ઢોલ; અરે તારો કેવો
થાશે તોલ, જરા તું વિચાર કરીને બોલ!

બહારથી દેખાય સાધુ જેવો માંહે વરૂ વિકાળ;
શિકાર આવે ચુકતો નથી ભરવા મોટી ફાળ;
અરે વેશધારી કહેવાશો રે, લોકોમાં હલકા થાશો રે!

સાધતાં સુધી સીધો ચાલ્યો ન ફાવે નાઠો બહાર, (૨)
એવા નર તો ઝાઝા જોયા,
અફસોસ તે માટે થાય; ખરે
અપમાન તો થાશે રે, લોકોમાં આબરૂ જાશે રે!

## વેશધારીને બે બોલ!

તું તો સમજ, સમજ, વેશધારી રે,
થાશે લોકમાં હાંસી તો તારી રે! ટેક.

સાખી.

ખ્રિસ્તી કંઇક ઠીક કહે, ને કરવું દેખાય જો આધું,
કરી બતાવ્યા વગર એ તો, જેમ મુડદા આગળ ડાધું.
બોલી બદલી, વેશ બદલ્યો, નામ ધરાવ્યાં મોટાં,
અંદરખાને દાનત બુરી, કામ ખોટાં ને ખોટાં!
બોલી બતાવે બીજાઓને, જાતે લેવા કે દેવા,
બહાર ભપકો ભારે દેખો, અંદર એવા ને એવા!
હા જી, હા જી, મુખે બોલે, અંતર કોરૂં કટ,
ભેદ ન જાણે રાશિમંડળનો, તોય ટીપણું વાંચે ભટ!

# જે કૃત્ય પર જેનો ભાવ છે તે કરવાને તે આતુર હોય છે.

છપ્પો.

જે પર જેને ભાવ, ચાહે છે લાગ્વજ તેનો,
રાત્રે ઉંઘની માંય વિચાર જ આવે એનો.
ખાતાં ન ભાવે અન્ન, મન લાગ્વ તરફજ ચાલે,
રસ્તો સવળો મુકી, મારગ અવળો ઝાલે!
ભાવના શ્વાસે દૂરે, વગર વા'ણુ ને ગાડીએ,
નહિ જ્યાં ભાવના હાણનાં, ત્યાં તો અમથાં વાજાં વજાડીએ!

## ગરબીઓ.

સાત વાર.

આદિતે ભજો સુખદાઇ સમર્થ દેવા રે,
ઉદ્યમ મુકી દો આજ, લાભજ લેવા રે.
ત્રીએક તારો દેવ છે બહુ ભારે રે,
સમરી લે હ્રદય માંય તજને તારે રે.
સોમે સાચો સંત સ્વર્ગ સીધાવે રે,
આ જબરી જગ જંજાળ, તે અટકાવે રે.
મંગળ મોટો દિન માની વા'લા રે,
કંઈ મનમાં કરજો ખોજ, જાચો ઠાલા રે!

બુધે વધારો બુદ્ધ થઈને શાણા રે,
તમે ભાવે ભજો ભગવાન, મુકી દો પહાણા રે.

ગુરૂવારે પ્રભુના ગુણ ગાઓ ભાવે રે,
ભક્તિમાં જેને ભાવ, નિંદ નવ આવે રે.

શુક્ર તો સારો વાર, તે ઉગારે રે,
પશ્ચાતાપીને દેવ મરતાં તારે રે.

શનિ તે સામો વાર આદિત આગળ રે,
જે ભજે નહિ ભગવાન તે તો પાગલ રે!

## પંદર તિથિ.

પડવાની પડ પ્રીત ઘટમાં ભુલી રે — એ રાગ.

પડવે સમરો પરમેશ સૌથી મોટા રે,
તે વિણ જે જે હોય દેવ, માનો ખોટા રે!

બીજે તો પ્રભુ દેવ બળવંત રાજા રે,
આપે છે સૌને સુખ, રાખે સાજા રે!

ત્રીજે કરો તમે ખોજ તારણ લેવા રે,
મોત પછી ન સંતો ભાઈ, લેવા દેવા રે!

ચોથે બની ચતુર ચાલો સીધા રે,
તે માટે જગના નાથ, હુકમ દીધા રે!

પાંચમે છોડો પાપ દીલનાં વા'લા રે,
ભવ સાગર છે ભરપુર, ન જાતા ઠાલા રે!

છઠ્ઠે રએ છેતરાવ થઇને રાહ્યા રે,
  જાવાનું ખાલી હાથ, જુઠી માયા રે!
સાતમે સૌ સંતાપ ટાળે વા'લો રે,
  તમે ભાવે કરો ભજન, અમરાપુર મા'લો રે
આઠમે મુકી મેલ મનનો ભારી રે,
  તમે ખરી કરોને ખોજ, વલોવો ન વારી રે!
નોમે ધરોને નેક પ્રભુમાં સાચી રે,
  સમરથ ભજ્યા વિણ ભાઇ, વાતજ કાચી રે.
દસેમે દેવ દાતાર ઘટઘટ વ્યાપીરે,
  તને દીધો માનવ દેહ, બુદ્ધિ આપી રે!
અગિઆરસે આગરા છોડ મનની મેલા રે,
  ફરી ફરી ન આવે ભવ, શું કહું ઘેલા રે!
બારસે તારાં બાળ પાપ ના છાનાં રે,
  આતો કેવું મોટું અંધેર, કરે તું તાનાં રે!
તેરસે તજને નઠાર મન, કાયાનો રે,
  શું કરે ઝાઝું ગુમાન, રૂપ, દોલતનું રે!
ચૌદસે તારી ચાલ ચોકખી કરજે રે,
  મુકીને ખોટાં કામ, બીક તું ધરજે રે!
પુનેમે પુરો ચાંદ જોઈ આકાશે રે,
  કરશે જે ચોકખું મન, સુખી થાશે રે!

# નીતિ.

વાંકી વા'લાની પાઘડી – એ રાગ.

જગ સાગરમાં જોઇ ચાલો રે,
  ઝાઝું ચાલે તોફાન, શાણા સંતોજી રે!
ડરી ચાલો તમે નેમથી રે,
  પ્રભુમાં વહેલા થાવ, સર્વ સંતોજી રે!
આંખોને રાખજો કબજામાં રે,
  મનને તો વારજો રોજ, સર્વ સંતોજી રે!
મન તો પેસે પાતાળમાં રે,
  છાની વાટે બહુ જાય, સર્વ સંતોજી રે!
છાનું તો આપણું કંઇ નથી રે,
  પ્રભુજી જાણે સૌ! સર્વ સંતોજી રે!
સોબત કરો તમે સાચાની રે,
  ખોટાને રાખો દુર! સર્વ સંતોજી રે!
પાપીનો સંગ તમે છોડજો રે,
  સાચાની સંગે જાવ! સર્વ સંતોજી રે!
ઢોંગ, કપટ તમે મેલજો રે,
  અંતરમાં સાચા થાવ! સર્વ સંતોજી રે!
મોટાઇ, મદ તમે મુકજો રે,
  જ્ઞાની છે સઘળું ભાઈ! સર્વ સંતોજી રે!

સાચા રહેજો વહેવારમાં રે,
  ઇમાન રાખજો એક. સર્વ સંતોજી રે!
ખોટી દાનત તમે નવ ધરતા રે,
  મનડું તો રાખજો સાફ! સર્વ સંતોજી રે!
જોબનનો તોર તમે નવ ધરતા રે,
  કાલેજ મંદવાડ થાય! સર્વ સંતોજી રે!
હેતે ભજો ભગવાનને રે,
  કર્તા હરતા એ આપ! સર્વ સંતોજી રે!
નીતિએ ચાલો ભાવથી રે,
  સદ્‌ગુણી સાચા થઇ! સર્વ સંતોજી રે!
સતે ચાલો નીતિ સાચવો રે,
  સ્વર્ગે તમારો વાસ! સર્વ સંતોજી રે!



## સંગત.

વરઘોડો, વરઘોડો, વાલમનો વરઘોડો રે.— એ રાગ.

સંગ છોડો, સંગ છોડો, ખોટાનો સંગ છોડો રે!
  ખોટો તો બુદ્ધિ ખોટી રે આપે,
    ધીમે ધીમે બગાડે! ખોટાનો....
  ગધાની પાસે ગાય જો બાંધો,
    ભુંકે નહિ પણ ભડકે! ખોટાનો....

અગ્નિની પાસે ઘીને જો મૂકો,
  બળે નહિ પણ પીગળે. ખોટાનો ...
બકરી જો બાંધો વ્યાઘ્રની પાસે,
  પળે પળે સુકાય! ખોટાનો ..
ગંગ નીર લઇને દરિયામાં નાખો,
  પાસ બેસે એને ખારો! ખોટાનો ...
ચોખાની ભેગી દાળ જો રંધો,
  ભાત મટી ખીચડી થાએ! ખોટાનો ..
રીસામણી તો હાથને સંગે,
  ઝટ કેવી બીડાય! ખોટાનો....
કોલસાના ઢગમાં હાથ જો ઘાલો,
  મેશવાળો તત્કાળ! ખોટાનો....
સંગે આવે ગુણ જાએ પણ સંગે,
  સંગ છે મોટી વાત! ખોટાનો....



## ખ્રિસ્તનો જન્મ.

ધન્ય ગોકુળ ધન્ય ગામડાં રે.—એ રાગ.

વધામણી શુભ વધામણી રે
  જન્મ્યો જગતનો રાય, સારી વધામણી રે!
સીમમાં વસતા કોઇ ભરવાડ લોકે,
  સુણ્યો સ્વર્ગીય પેગામ, સારી....

"દાઉદ શહેરના તબેલા માંહે,
  જન્મ્યો આજ રાય!" સારી....
દૂત વદ્યો આ સંદેશો રે,
  આવ્યા બીજા અગણિત. સારી....
કરે આનંદ ને ગીત સૌ ગાએ,
  "પ્રભુ મોટો પરમેશ, સારી....
પ્રસન્ન જે બહુ માનવીઓમાં,
  શાંતિ સઘળે ઠાર!" સારી....
સેનાઓ દૂતની અલોપ થઇ તવ,
  ભરવાડ ગયા શહેર માંય. સારી....
ઘાસ શેયામાં બાળક દીઠું,
  પાસે વળી મા, બાપ! સારી....
ભાવે ભજીને પાછા એ વળ્યા,
  ગયા પોતાને મુકામ. સારી....
તારા કેડે કેડે માગીઓ આવ્યા,
  ખોળતા યહુદી રાય! સારી....
તારો લોપાયો રાજનગરમાં,
  જઈ મળ્યા ભૂપતિ ઘેર! સારી....
બતાવો રાજા યહુદી કેરો,
  ઉગ્યો તારો અમ દેશ! સારી....

હેરોદ ચમકયો વાત સુણીને,
આખું નગર તે સાથ! સારી....
મહેલ મારામાં જન્મેલ ન કોઇ,
શોધી આપો સમાચાર! સારી....
પથે નીકળ્યા માગી રે લોકો,
તારો અગાઉની પેઠ! સારી....
તારો જઇ થંભ્યો તબેલા ઉપર,
સુતેલો જ્યાં જગભાણ! સારી....
નમન કરીને નજરાણાં દીધાં,
સોનું, લોબાન ને બોળ! સારી....
દૂતે ચેતાવ્યા માગી લોકોને,
નવ જાતા હેરોદ પાસ. સારી....
વાટ જોઇને હેરોદ થાકયો,
આવ્યા ન પાછા નરેશ. સારી....
અનર્થ કીધો હેરોદ રાયે,
બચી ગયો ઇસુ બાળ! સારી....



## ઈસુ યાકુબના કુવા પાસે.

ખરા લોઢાનું મારૂં દાતરડું રે લોલ - એ રાગ.

વાટે જતાં ઇસુ આવ્યો રે લોલ, પાણી ભરે પનિહાર,
જીવન વારી દાતા ઇસુ આવ્યો રે લોલ.

સમરૂની વંશની નારી રે લોલ, ભરે કુવા કાંઠે નીર,
જીવન વારી દાતા ઇસુ આવ્યો રે લોલ.

નિજ મુખેથી પ્રભુ બોલ્યો રે લોલ, પાને પાણી ઓ બાઇ,
જીવન વારી દાતા ઇસુ આવ્યો રે લોલ.

જાતે યહુદી તું આદમી રે લોલ, પાણી માગે છે કેમ ?
આ તો નથી પાણી તારા દાવનું રે લોલ.

આ રે કુવાનું પાણી રે લોલ, તરસાવે વારંવાર,
હું તો જીવન વારી આપું જીવતું રે લોલ.

નારી વદી હવે જોરથી રે લોલ, દોરી લોટો નથી પાસ,
જીવન વારી લાવે તું કેમે કરી રે લોલ.

તે વારે ત્રાતા બોલ્યો રે લોલ, જીવન વારી મુજ પાસ,
હું તો જીવન વારી આપું જીવતું રે લોલ.

પીવે વારી જેહ જીવતું રે લોલ, તરસે નહિ કો કાળ,
એવું જીવન વારી આપું જીવતું રે લોલ.

નારી બોલી હવે હરખથી રે લોલ, આપોને તે પાણી આપ;
હું તો જીવન વારી માગું જીવતું રે લોલ.
પ્રભુ ઇસુએ જણાવ્યાં રે લોલ, ગુપ્ત કરેલાં પાપ,
આ તો જીવન વારી જોયું જીવતું રે લોલ,
શરમને લીધે ગર્ક થઈ રે લોલ, નારી પેલી આ વાર,
એણે જીવન વારી જોયું જીવતું રે લોલ.
જાણું ન જાણું તું દેવ છે રે લોલ, એવી ભાસે મને વાત,
તેં તો જીવન વારી આપ્યું જીવતું રે લોલ,
જીવન વારી જેણે ચાખ્યું, તરસે નહિ કો વાર,
જીવન આપવા આવ્યો, જીવનદાતા તારનાર!
પીવો નાહો તેજ વારીમાં રે લોલ, ખંતે કરોને સેવ,
જીવન વારી દાતા ઈસુ આવ્યો રે લોલ.

---

## વિવાહની ગરબી.

કેસરીયા વનમાં રે છાયો છે — એ રાગ.

આ વિવાહ ઓઘમનો રે કહેવો છે,
માંહે ઝાઝું વસે છે દુઃખ રે દોષજ દેવા છે!
જગતાનો સંભરદા રે કાણો છે,
એની સગાઇ લુચ્ચી સાથ રે, જોડું જોઇ લોને!
સગાઈ તો કીધી રે સંભવાની,
પેલા આનંદાસીઆને ઘેર રે, વેવાઇ વણઝારા!

ઓલ બાંધ્યો રે બાસઠનો,
  પેલું ભાણું સાડા અરાડ રે, નાણું જોઈ લોને!
જાન આવી રે બારસની,
  પેલા ગોળના પાણીમાં દોઢ રે, ઝઘડો જામ્યો છે!
કંઇ સામઈયું ચાલ્યું રે માંડવડે,
  પેલા તુરીના તુટ્યા તંગ રે, ઢોલકું ઠોકીને!
જાન બેઠી રે જમવાને,
  પેલા મોટાને મુકયા ટાળી રે, ઠોબરાં ખુટે છે!
કંઇ ચોરી તે માંડી રે સવારમાં,
  પેલો ઘામોટીયો ઘસાઈ જાય રે પૈસા લેવાને!
વરજમણનો વારો રે આવીયો,
  વરને તો પુર્યો ઘર માંય રે, એક બે લેવાને!
જાન પેઠી સવારથી રે ઘરમાં,
  તમે પાકી તો જાણજો કેદ રે, નાણું જો છુટે નહિ!
કંઈ ભાણું તો માંડયું રે દસ વાગે,
  પેલા ટકામાં, તાણા તાણ રે, ભગતો ગભરાય છે!
ભાણું તો રમજ્યા રે જોરબળે,
  પેલા લાડવામાં પડ્યો લઠ રે, હવે તે કેમ કરવું!
માંડવડો વધાવ્યો રે સાત અડધે,
  પેલા જોનારા વાહવા ગાય રે, વિવાહ તો જબરો થાઈ

ભાગળ તો ઘણેરી રે ભારે થઇ,
  પેલી કોથળીમાં ન રહ્યું કાંઇ રે, ઉછીના માગે છે!
પાંચ વીસું ને પંદરનો આ વિવાહ,
  ઢેડવાડામાં જેજેકાર રે, લોકો બોલે છે!
પોટલી તો પહેલી રે આવી ભાઈ,
  તે પાછી કાઢી ધાનદાસે રે, વિવાહ તો બગડ્યો છે!
કંઇ વંટ ભરાયો રે ભગતાને,
  એતો નીચું ઘાલી દેર જાય રે, લોઢામાં ફુજેતી!
બાર વરસે તો આણું રે કહેવા જયા,
  ત્યાં તો દડો ન દરે કોઇ રે, સવાસો માગે છે!
કંઇ કરવી હવે તો રે શારંગતી,
  ભગતો માગે ૯ જાર રે ગજબ જોઇ લોને!
પંચ ટોળે થયું છે રે સીમાડે,
  નવસોની કરી ભાંજગડ રે, મુલવણું ભારે ભાઇ!
ભગતાને તો આપ્યા રે સાતજ સો,
  પેલા બસેં પંચાતીઆ ખાય રે, ધંધો આ જોઇ લોને!
કંઈ વીસે પરણુતા રે બાપદાદા,
  આતો હજારનો આંકડો થાય રે, ઉપર પણ ચાલે છે!
અરે જોઇ તપાસીને ચાલજો,
  ના દેતા નસીબને દોષ રે, મુલવણું ખોટું છે!



## ગોકળ આઠમનો હાડમાડ

જમાનો તો બદલાયો—એ રાગ.

હા'ડો આઠમનો આવ્યો રે, કુલાણીમે ખુબ એ ભાવ્યો રે! ટેક.

આઠ દહાડા આગળથી મેં કરવા માંડયો'તો ઠાઠ, (૨)
શોભે એવાં નવાં લુગડાં કાજે, ગયો કાપડીઆને હાટ! હા'ડો....

છેલ થઇને ફરવાની સારૂ, લીધુંજ ધોતીયું એક, (૨)
તેની સાથે નવું ડગલું જોઇએ, એવો મનમાં ટેક! હા'ડો....

છીંટ સારીનું ખમીસ કરાવ્યું, પહેરવા સારૂ એક, (૨)
ઉપર તેની વાસ્કોટ શોભે, એવો કર્યો વિવેક! હા'ડો...

વસ્ત્રો હવે ભાઇએ ધારણ કીધાં, મેળામાં જવાની કાજ, (૨)
ઠાલામાલા તો ત્યાં નજવાએ, પૈસા પણ જોઇએ આજ! હા'ડો....

ગજવામાં ભાઇએ પૈસા ઘાલ્યા, મરોડનો નહિ પાર, (૨)
અંતે તો તારે જાણી લેવું, થવાનો તું તો ખુવાર! હા'ડો....

રસ્તે ચાલે છે મસ્ત થઇને, મુજ સમાન નહિ કોઈ, (૨)
વિચાર કરીને ધ્યાન ધરી જો, હજારો સોરા હોય! હા'ડો....

ગજવામાંના પૈસા શોધે છે, નીકળવાનો માગ; (૨)
ખુતારીઓને આજે મળ્યો છે, ભાઈ મારા સારો લાગ! હા'ડો....!!!

એક દમડીનું ફૂલ લાવીને, ખોસે છે તુજ કાન, (૨)
મગનલાલ તો ફુલાઇ ગયા છે, ન હોય જાણે શાન! દા'ડા....

ફુલ એવડું મને દિલ દેખીને, મનમાં હશે કંઈ હામ, (૨)
મોટાઇમાં ભાઇ એ મૂર્ખ બનીને, આપી દીધું બહુ દામ! દા'ડા....

થોડા પૈસે બાઇ રીઝતી નથી, મોઢું કરે છે એ ઢીલું, (૨)
એ તે તમે શી વાત કરો છો, મોં જોઇ કર્યું છે મેં ટીલું! દા'ડા....

એકે તોરો મુકયો બીજીએ મુકયો, તોરાનો નવ રહ્યો પાર, (૨)
હવે તો ભાઇ પાસે પૈસા નથી, માટે થયા લાચાર! દા'ડા....

નાણું તો વળી કાલે મળશે, ટાણું કરશે વાર, (૨)
માટે શું મારી આબરૂ જાએ, પૈસા લીધા ત્યાં ઉધાર! દા'ડા....

દોઢ બે રૂપીઆ ઉડી ગયા, માટે ઘેર જવાનું મન, (૨)
જતાં તો ભાઈ ટટાર હતું, આવતાં ઢીલુંઢબ તન! દા'ડા....

પૈસા વાળો પૈસા ઉડાવે, તેને તો શું કહું, (૨)
ઉછીના લઇને ઉડાવવા બેસે, એવા પણ છે બહુ! દા'ડા ...

પરમાર્થમાં વાપરો પૈસા, આપો ગરિબોને દાન! (૨)
માન ખોટું તમે જવા દોને, પ્રભુ આગળ વ્હોરી લો માન! દા'ડા....



## છપનીઓ ( દુકાળ ).

પ્રભુ મારી સાંભળો વાણી રે,
આકાશેથી મોકલો પાણી રે ! ટેક.

સંવત સાલ છપનની માંહે ઉતર્યો નહિ મેઘરાય,
દુનિયા ત્યારે ડોલવા લાગી, દા'ડા તે કેમના જાય ! પ્રભુ....
વાવણાં કીધાં મેહ ન આવ્યો અનાજ ઉભું સુકાય,
ચિંતા તો સૌ જીવને લાગી કેમનું હવે થાય ! પ્રભુ....
અન્ન વીના તો માણસ મરે ને ઘાસ વીના ઢોરઢાંક,
સોટી પ્રભુ તમે મારવા માંડી કેમનો કાઢીએ વાંક ! પ્રભુ....
કોઠીમાં હતું તે ખાઇજ નાખ્યું ને હાંલ્લામાં નવ રહ્યો કણ,
અનાજ જેના ઘરમાં ન ખુટે તે લાવી ખાએ મણ મણ! પ્રભુ....
ભેંસો વેચી બળદ વેચ્યા, દાગીના સોંઘા જાય,
એટલેથી તો પાર ન આવ્યો, નળિયાં વેચી ખાય ! પ્રભુ....
કુહાડી વેચી કોદાળી વેચી ને વેચ્યાં ઘરનાં કમાડ,
છપનીઆનો સાટકો ભારે, રઝળી ગયાં બહુ લાડ ! પ્રભુ....
ભાજીજમાં તો સંઘ ભરાએ લેવાની કાજે ગોસ,
પૈસે બે પૈસે ટોપલો મળે, નથી રહ્યો હોસકોસ ! પ્રભુ....
સરકારે તો તગાવી આપી, કાંસ ખોદાવ્યા, તળાવ;
ગરીબ ગરબાંને દાણા આપી; સારો કર્યો નભાવ ! પ્રભુ ...

મિશનોએ બહુ અનાજ આપ્યું, કપડને વળી ભિખ;
છપના ભાઇએ મોટા મોટાને જબરી દીધી શીખ! પ્રભુ....
છોકરાં છૈયાં ફેંકી દઇને જીવ જીવાય ત્યાં જાય,
મોટા મોટા તો મરોડ મુકી નીચું ઘાલી માગી ખાય! પ્રભુ...
અચ્છેર ચોખે તો છોકરૂં મળે ને દોઢ બે રૂપીએ ઢોર,
સંવત સાલ છપનની માંહે, ઉતર્યો જગનો તોર! પ્રભુ....
દુઃખ પડયું જે માનવીને તે લખતાં લખ્યું નવ જાય,
છપના જેવાં જો વરસો આવે તો જગનું તે શું થાય! પ્રભુ....
પ્રભુ કરો તે શીર ઉપર છે, ન આધું પાછું તેમાં થાય,
પામર જીવ અમે અર્જ કરીએ, મોકલો સદા મેઘરાય! પ્રભુ ...



## મનને ઉપદેશ.

મન તને શું રે કહુ ઘેલું, જોને આ પ્રભુ ભજન સહેલું! ટેક.

તોફાની મન તને શું રે કહું,
આ ભક્તિ તને નવ ભાવે,
મિઠાઈ, મેવા ભક્તિમાં મેલી,
તું કડવાં ચીભડાં ચાવે! મન....
ભક્તિ તને નવ ભાવે મૂર્ખા,
શો છંદ બીજો રે તુંને લાગ્યો,
એક વખત તો એવો આવે,
તને મનખાદેહ નહિ મળે માગ્યો! મન....

કહેવું તો મીઠું ખાંડ સરીખું,
  કરવું કઠણ તને લાગે,
કહેતાં તો જીભ જબરી ચાલે,
  પણ કરવે તું આઘોજ ભાગે ! મન....

લચકા ધાનની તું લડાઇ લડે,
  અને યુક્તિ, પ્રપંચ ઝાઝા,
પ્રભુના નામથી પાછો નાસે છે,
  કેમ રહેશે તારી માઝા ! મન....

પૈસા સાટે તું બદલે આકીન,
  જેમ બદલે ભવાયો વેશ,
મન તો હજી ભાઈ ઢોંગી ને ઢોંગી,
  તારે માથે ધોળા તોએ કેશ ! મન....



## જુવાન નર નારીને શિખામણ

તું તો સમજ, સમજ
ભાઈ મારા રે, તારા દેખાય ઢંગ તો નઠારા રે,
* બાઈ મારી રે, તારી દેખાય ચાલ તો નઠારી રે,
તું તો ચાલે છે નીચું નિહાળી રે;
તારી દાનત બગી છે તોએ કાળી રે! ટેક.

સાખી

જોબનના જોરમાં ઘેલો ચાલે, આંખો તારી ફાટી,
સમજ ગાંડા શાણો બની, તારી જુવાની તો થશે માટી રે! તું તો.
સેંથો પાડે તુ અવળી ઘલે, અને નાડો નાખે વાંકી,
વિચાર કરજે મન વિષે, ઉપર પ્રભુ રહ્યા છે તાકી રે! તું તો.
આંખો તારીમાં કામ રમે અને દ્રષ્ટિ પાપી ઝાઝી,
મન નથી મુકામે ઘડી: કેમ પ્રભુજી રહેશે રાજી રે! તું તો.
નેચુ મારીને મન હરે, ને નેવર જોરે વગાડે,
પણ ની નહિ એ તે શાંખ ડી, એ તો મુલેલો નર જ ગાડે રે! * તું તો.
મેશ આંજી ટીલી ચેડે, શણગાર ઠબાવે ચિત્ત હરવા,
પીયુ અને મેળ કરતાં, જાણે તો એ નીર ભરવા રે! તું તો.

લોક લજ્જાની લાજ કાઢે, ઘુંઘટમાં જુએ ધ્યાનધારી,
આંખો જેનીમાં સાપોલીયાં રમે, જાણો ભુંડી બહુ નારી રે! તું તો.

ઘરમાં સૌને તોબા પોકરાવે, ને બહાર બકરી ભાળી,
૬ પરાયાં આગળ ખાંડ જેવી, અંદર નાગણ ઝેરવાળી રે! તું તો.

સાસુ સસરાને લેખવે નહિ, ને પરણ્યાને ગુલામ બનાવે,
શીખ દે શંખણી બીજાંને, ઘરનાંને દોરીએ નચાવે રે! તું તો.

કામકાજમાં જીવ ન રાખે, ને ઘેર ઘેર ફરવા જાય;
ઘરની વેલા સમજે નહિ, ને ઘરેણાં માટે રીસાય રે! તું તો.

ચીર પહેરો ને શણગાર સજો, અંતર રાખજો સાફ,
સમજી ચાલો નર નારી, ગુનો કેમ થાશે માફ રે! તું તો.

## જુગાર, નિશા.

જોઇ લ્યો જગતના બાવા, ધર્યા ભેખ ધૂર્તાને ખાવા – એ રાગ.

ભૂખો જુગારનો જોગી, સઘળા ભોગ તજ્યા ભોગી! ટેક.

કામ ધંધામાં એનું મન ન બેસે ને ઉચ્ચાટ દિવસ ને રાતે,
પૈસા બીજાના પડાવવા માટે યુક્તિ રચે બહુ વાતે! ભૂખો.
નેળીયાં, નવેળાં ધોળે દી સેવે બાજીમાં બેસી જાવા,
પ્રમાણિક ધંધો મુકી દઇને બોળે હરામનું ખાવા! ભૂખો.
આળસુ થઇને સુખે આળોટે, શિકાર તો કોકનો કરવા,
લહેપત લાગી જેને જુગારબાજીની નથી જો ઘરની પરવા! ભૂખો.
નાણું જાયે ત્યારે ધ્રુજી ઉઠે અને આવે ત્યારે કાખલી કુટે,
બાજી હારે ત્યારે થાએ બળાપો, નવી આશાએ નાણું છુટે! ભૂખો.
ઘરની ત્રિયા ઘેર વાટ જુએ જે બાજીરાવ કયારે આવે,
હાયહાય કરીને કંકાસ કરે ત્યારે પૈસા આપી રીઝાવે! ભૂખો.
જુગારી, કેરી સાથ પાનું પડયું તે નારીને પણ અફસોસ,
કુબુદ્ધિ સુઝી ઘરના ધણીને તેમાં નસીબનો શો દોષ! ભૂખો.
જુગાર રમતાં મેવા મિઠાઇ વળી દારૂ દુકાને જાય,
ગરથ ગાંઠનો ખોઇને આવે ઘરમાં ધમાધમ થાય! ભૂખો.
ચોરી કરે ને છીનાળું શીખે જુગારી શાખ પણ ખુએ,
સંગ ના કરશો છાકટા, જુગારીનો, ઇસ્રાસ વેગળો જુએ! ભૂખો.



## પરમેશ્વર વિના કોણ બેલી!

પદ

સાહેબ વિના કોણ બેલી રે મનવા, તને શું રે કહું સમજાવી! ટેક.

અનાદિ કાળથી અનંત કાળ લગ, સર્વવ્યાપી દેવ ન્યારો,
શરણ મુકીને સર્વ સમર્થનું, ખોટાં ફાંફાં શું મારો! સાહેબ.

જડ, જંગમનો માલીક સાચો, છોટી શું એનો બાનો,
પહાડ, પાણી ને દેવ બનાવી, અવર કોને શીદ માનો! સાહેબ.

વગર માગ્યો તુંને દેહ દીધો, જેની જીવનદોરી એની પાસે,
મોત ઉગરવા, ઝાઝું જીવવા, બીજા પાસ શું નાસે! સાહેબ.

બતાવો બળીયો પ્રભુથી બીજો, જેની પાસ તો જઇએ!
દુઃખ, દારિદ્ર નિવારણ કરવા અવર કોને તે કહીએ! સાહેબ.

અકળ રામતનો એ રમનારો; કળ્યો કોથી નવ જાએ,
માથાકુટ છો કરે માનવી, ધાર્યું ધણીનું થાએ! સાહેબ.

પાર ન પામો પરમેશ્વરનો, હાથ ધરે ન ઝંપલાએ,
ફરી યાચના પ્રાણી ધણી વાતે ગભરાએ! સાહેબ.



# જગતનો અંત તથા ફેંસલો.

રાગ — સારંગ.

જગત અંતનો, વાર, તિથિ તે પ્રભુએ ગુપ્ત રાખી છે,
માનવજાતની જાણ સારૂ અગમ નિશાની ભાખી છે!

૧ અંત થવાની આગળ જો જો જુઠા ખ્રિસ્ત બહુ થાશે,
છળે, બળે ને કુતે કરી તે ભલાઓને ભુલાવશે!

૨ લડાઈ, ઝઘડા, યુદ્ધ સમાચાર કાને બહુ સંભળાશે,
પ્રજા પ્રજાની, રાજ રાજની વિરૂદ્ધ જાગાં થાશે!

૩ ઠામોઠામ મરકી ને દુકાળ, ધરતીકંપ પણ થાશે,
એ બધાં તો આરંભ દુઃખનો, હજી ઘણું બહુ થાશે!

૪ પ્રભુ સુવાર્ત્તા ચારે દિશામાં પ્રગટ જ્યારે થઈ હશે,
સૂર્ય, ચંદ્ર અંધકારરૂપ બનશે, અજવાળું અટકશે!

૫ ગગન મંડળથી તારા પડશે, આકાશ પાયા હલવાશે,
સમુદ્ર હદ પોતાની ઓળંગશે, જગત ઘણું અકળાશે!

૬ મહા મહિમામાં દેખાશે ઇસુ વાદળી ઘોડે અસવાર,
સંત જન પણ સાથે ફરૂકે, દૂત સેના અપાર!

૭ મોકલશે દુતો ચારે ખુંટમાં તેઓ રણશીંગાં વગાડશે,
પસંદ કરેલાને એક છેડાથી બીજા સુધી જગાડશે!

૮ સકળ જગત ત્યાં ભેગો મળશે ગાદી આજુબાજુ,
ભુંડામાંથી દેવ નોખું પાડશે, ભલું કર્યું જે વાજું!

૯ ભલાને ફેંસલો કહી ભણાવશે, મુજ પિતાના સેવક આવો,
જગ આરંભથી સૃજેલા રાજમાં સદા સુખી તમ થાઓ!

૧૦ કેમકે ભૂખ, તરસમાં મને સંતોષ્યો; અભ્યાગત મને પોષ્યો,
નાગો ત્યારે મને વસ્ત્ર દીધું, માંદો ત્યારે [1]જીવાડ્યો!

૧૧ દયા કરી તમે મારી ઉપર, ગરજ મારી તમે જાણી,
મારા રાજમાં ખોટ નથી કાંઈ, આખુ તમોને વાળી!

૧૨ ન્યાયી જનો તવ બોલી ઉઠશે ક્યારે અમે એ તને દીધું?
મહેર અતિ આ કરી તમે તો, અમને ફોગટ દીધું!

૧૩ ગરીબ જનોને મુજ નામે દીધું એ જમા તમારે ખાતે,
દેવાદાર છું તમ તણો હું, વાળી આપવા માટે!

---

૧ "જીવાડ્યો"નો અર્થ 'દવાપાણી' કર્યું એવો લેવાનો છે.

૧૪ કહેશે પછી ડાબી ગમનાને સદા નરકમાં જાઓ,
નથી ઓળખતો તમને હું તો, મુજ આંખો આગળથી જાઓ!

૧૫ કેમકે ભુખ તરસમાં નવ સંતોષ્યો, અભ્યાગત મને નવ પાળ્યો,
નાગો ત્યારે નવ વસ્ત્ર દીધું, માંદો મને ન જીવાડયો!

૧૬ ભૂખ્યો, તરસ્યો, અભ્યાગત દેખી [illegible]ો તને નવ ક્યારે,
કકળી ઉઠી ભુંડા કહેશે પ્રભુ દેવને ત્યારે!

૧૭ જવાબ પ્રભુ તવ એવો દેશે, દીધું ન ગરીબ જનોને,
એજ કર્યું છે તમે મુજને, ક્યાંથી આપું તમોને!

૧૮ સાર આમાંથી એવો તો નીકળે, કરીએ જે કંઈ હાથે,
અંતકાળે તો આવે ભાઇઓ જો જો આપણી સાથે!



# પામર પ્રાણી ભજન કર.

પદ.

પ્રભુ ભજ્યાનું આ ટાણું રે જીવડા નહિતો બેસે કંઈનાણું ! ટેક.

મોહની જાળમાં ગુંચવાઇ ગયો, તને 'મારૂં તારૂં' બહુ વાતે,
ઘરજંજાળમાં ઘવાઈ બેઠો, અલ્યા સુઝ ન પડે દિન રાતે ! પ્રભુ.

ભજનમાં તને ભાવ નથી, અલ્યા ડાચાકુટમાં શૂરો,
પર નિંદા ને તરકટબાજીમાં શું જામી રહ્યો છે પુરો ! પ્રભુ.

ટોળે બેસીને તું કરે ખોદણી અલ્યા 'આને પેલાને' શું કરવું,
ઘરનું ખાઇને ખોટી થાવું, પાપે પેટ શું ભરવું ! પ્રભુ.

કુથલી કરતાં જરા નવ થાકે ને ભજન પડે તને ભારે,
પ્રભુ ભજનમાં આળસ તુંજને ઉંઘથી ડોલાં મારે! પ્રભુ.

અવસર હાથ આવેલો ખોએ પસ્તાવો તુંને થાશે,
પ્રભુ નામમાં ભાવે રહેતાં દારિદ્ર દુઃખ સૌ જાશે! પ્રભુ.



# ભાઇઓને ચેતવણી.

જોઇ લો જગતના બાવા— એ રાગ.

કરજો સુધારો સંતો ભાઇ નહિતર હોડે મં હંસી થાય ! ટેક.

બેસે ભજનમાં ભાવ દઇ ને વળી ચાલે દેખાય જો ચોર,
અજવાળું ઘરમાં દીવો દે છે પણ તળે અંધારૂં ઘોર ! કરજો.

મધુર વાણીએ ગીતો ગાઇને ભાષણ બીજાંને સંભળાવે,
જાતે કરે ન જરા એમાંનું એ તો જૂઠા બોલો લેખાએ ! કરજો.

ભકત બનીને બેસે ભજનમાં ને મનને જરા નવ વારે,
એને તો ભકત કેમ કહીએ, એ તો બગલો પાણીને આરે ! કરજો.

સીધું તો ચાલવું કઠણ પડશે અને આડ તો સહેલું સટ,
ઘઉંનો લાડુ તો ચાવવો પડે પણ ઘેંશ તો ઉતરે ઝટ ! કરજો.

સાંભળતાં સુધી સીધો રહે પછી ઝાલે આગળનો સંગ
મુંજ ડબોળ્યો આખો દી જળમાં, સંજે તો તંગનો તંગ ! કરજો.

સુધરવા માંડો હળવે હળવે અને અંતરના ભાવને વારો
એમ નહિ તો શાણા સંતો ભાઇ, મરો ઉજાગરે ને મારો ! કરજો.

સદા પ્રભુને મહિમા.

**સમાપ્ત.**